# હોમિયોપાથી.

## સૌ સૌને ઘરનાં દાકતરઃ

સાધારણ દરદો અને તેના સાદા, સસતા તથા તુરત
સમજ પડે એવા ઈલાજ.

બનાવનાર
દાકતર ડી. એન. રાય, એમ. ડી.

મુંબઈઃ
ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં સેમ્યુઅલ હાઈમ પ્રીંટરે છાપ્યું છે.

સને ૧૮૮૮.



કીંમત આઠ આના.

# હોમિયોપાથી.

## સો સૌને ઘરના દાકતર:

સાધારણ દરદો અને તેના સાદા, સસતા તથા તુરત
સમજ પડે એવા ઈલાજ.

બનાવનાર

દાકતર ડી. એન. રાય, એમ. ડી.

મુંબઈ:

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં સેમ્યુએલ હાઈમ પ્રીંટરે છાપ્યું છે.

સને ૧૮૮૮.

# પ્રસ્તાવના.

આ શહેરમાં પાસ થયલા દાકતરો તેમજ દવા ઊપર ગુજરાણુ નહી કરનારા પણ આજકાલ હોમીઓપાથીક દવાનો ઉપયોગ કરે છે. તેવા ગ્રહસ્થોના શ્રમથી લોકો તે દવાની કદર કયારની એ જાણવા લાગ્યાછે. અને રફતે રફતે જેમ તેઓને એથી વધારે ને વધારે લાભ થશે તેમ તેમ તેનો ફેલાવો વીશેશ થશે. એટલાજ માટે હોમીઓપાથીક દવાઓવિષે એક નાનું પુસ્તક છપાવી તેમાં સામાન્ય દરદો અને સહેલા ઉપાયોનુ વરણન કરવામાં આવે તો તે અઘટીત કાજે છપાયું છે એમતો નહીજ ગણાય. આ લઘુ પુસ્તક પ્રજા આગળ રજુ કરતાં ગ્રંથકર્તા વિનતી પુર્વક જણાવે છે કે, લાંબી અને બીકટ રચનાથી રોગોનું વર્ણન કરવાને હું ડોલ ઘાલતો નથી, તેમજ હોમીઓપાથી શું છે તેનું શિક્ષણ કરતો નથી. કારણ કે આ ન્હાની ચોપડીનો એ વિષય નથી. એ બધું સમજાવવાને માટે એક મોટો ગ્રંથ રચવો જોઇએ. આ ન્હાના પુસ્તકમાં તો સાધારણ રોગો, જે અહીં ચાલતા છે, તે વિષે લખવાનો અને ફક્ત થોડા સાદા, પસંદકરેલા વગરગુંચવણના ઉપાયો બતાવવાનો હેતુ છે, તેથી કોઇપણ ધંધાવાળો માણસ બિનગુચવણે નિર્ભયપણે તેનો ઉપયોગ કરી શકે. આ લઘુ પુસ્તક દાક્તરો, વૈદો કે એ ધંધાવાળા માણસોના ઉપયોગને માટે રચ્યું નથી. પણ મુખ્ય કરીને માબાપો, દાક્તરો વિગેરેની મદદ વિના સ્વકુટુંબમાં સાદા નાના રોગોના ઉપાય પોતાની મેળે કરી શકે તેટલા માટે રચ્યું છે. વળી જે લોકો પ્રવાસ કે મુસાફરી કરે છે, તેમને કેટેલેક સ્થળે દાક્તર કે વૈદની મદદ મળતી નથી, તેમને માટે છે. દરેક રોગને માટે આપેલી દવામાંથી દવા પસંદ કરવામાં આ એક ટુંકો નિયમ યાદ રાખવો, કે દરદીનાં ચિન્હોને જે દવા વધારેમાં વધારે મળતી આવતી હોય તેજ દવા પસંદ કરવી. અને તે દવાથી શું પરીણામ નિપજે છે તેની તપાસ રાખવી.

ઘણું કરીને સઘળી દવાનો સ્વાદ મીઠો અથવા પાણી જેવો હોય છે. અને તેની ફાયદાકારક અસર આપો આપ જણાશે.

આ પુસ્તકનું ભાષાનતર કરવામાં શાહ હીરાલાલ કાળીદાસે સારી મેહેનત લીધીછે તે માટે તેને શાબાસી ઘટે છે. વળી મી૦ નવરોજી મંચેરજીએ તેને સુધારયું તે માટે કરતા તેમનોઆભાર માને છે.

છેવટે ગ્રંથકાર પ્રજાને જણાવવાની રજા માગેછે કે તેઓ તેની ખરી કદર જાણશે એવી ખાતરી હોવાથી આગળ જતાં હોમીઓપાથી વિષે વધારે મોટો ગ્રંથ છપાવાની આશા છે.

ગ્રંથકર્તા.

# મત.

**હોમિઓપાથી**વિષે કોઇ અનુભવી દાકતર એક નિબંધ લખે તો સારૂં. એવા નિબંધની જરૂર છે. સાધારણ ચાલુ રીતે દવા આપવાનો નિયમ, જેને **એલોપાથી** કહે છે, તેથી આ **હોમિઓપાથી**નો નિયમ જુદો પડે છે. આ નવા નિયમથી થતા ઘણાક લાભ મેં પોતે અનુભવી જોયા છે, તે એટલે સુધી કે જરૂર પડવે તારની મારફતે હકીકત મોકલી દવાનાં નામ મગાવી તેનો ઉપયોગ કરયોછે. એટલોબધો એ નિયમ ઉપર મારો વિશ્વાસ બેસી ગયોછે.

**હોમિઓપાથી**ની રીતે દવા લેવાના કેટલાક ગુણ તો દેખીતા છે. દવા ઘણી થોડી આપવામાં આવેછે; દવા પાણીમાં અપાય છે ત્યારે કડવો કે એવો સવાદ કશો લાગતો નથી; દવા ગોળી અને ભુકીરૂપે અપાય છે ત્યારે તો મીઠી લાગે છે; એ રીતે બનાવેલી દવા લેવામાં કોઇ પણ દરદીને તેના ધરમસંબંધી કશો બાધ નથી. વળી દવા આપવાની એ રીત ચોકસ છે; દરદ પરખાયું કે ઘણું કરી એકજ દવાથી ગુણ દેખાય છે. દવા પીધી કે દરદ ઉપર આબાદ લાગુ પડેછે, અને શરીરના બીજા ભાગને કશી રીતે હરકત કરતી નથી.

**હોમિઓપાથી**ની રીતે અપાતી દવા બહુજ સસતી છે, તેમજ બહારગામ સેહેલાઇથી લેઈ જવાય તેવી છે. દવા આપતાં એક વાર ભુલ થાય તોપણ ઝાઝા અવગુણ નથી. વળી એ રીત જુના દરદ ઉપર ઘણી અસરકારક છે, અને એની અસર ઘણુકરી એટલી ચોકસ છે કે જુલાબ વહાડકાપ અને એવી ખટપટ બનતાંસુધી કરવી પડતી નથી.

સાધારણ **એલોપાથી**ના નિયમસામે મારાથી કાંઇ કહેવાય નહીં. એ નિયમના ગુણ થોડા નથી. પરંતુ **હોમિઓપાથી**ના ચમતકાર મારા જોવામાં હાલ વારંવાર આવે છે, અને તેનો પ્રસાર થયલો જોવાને હું આતુર છું.

બેરામજી મેરવાનજી મલબારી.

# સાકળીઊ.

# સાધારણ દરદો અને તે ઉપર વપરાતી હોમીઓપાથીક દવા.

## અરક, ભુકી, અને ગોળીઓ

હોમીઓપાથીક દવા જે જે રૂપમાં આપવામાં આવે છે તેની વીગત:—

**૧ લું—અરક** બે જાતના છે, ખુદ જાતી અરક અને તેમાંથી બનાવેલા અરક.

**અરક** ઘણું કરીને તરતનાં ઉતપન્ન થયલાં દરદો ઉપર કામમાંઆવે છે.

**અરક**—થંડા પાણી સાથ નીચે પ્રમાણે આપવામાં આવે છે:—

ઘણાં નાનાં બચ્ચાંને એક અથવા બે ટીપાં, ચાર કે છ ચમચી જેટલાં પાણીમાં નાંખી દરેક બે કે ત્રણ કલાકે આપવાં.

મોટાં બાળકોને એક ટીપું ચમચાભર પાણીમાં દરેક બે કે ત્રણ કલાકે આપવામાં આવે છે.

મોટા માણસને એક કે બે ટીપાં ચમચાભર પાણીમાં બે કે ત્રણ કલાકે આપવામાં આવે છે.

**૨ જું—ભુકી** એક કે બે ગ્રેન દીવસમાં ત્રણ ચાર વખત આપવામાં આવે છે; જીભ ઉપર મુકી એમને એમ ખાવી અથવા પાણી સાથે મેળવીને પીવી.

**૩ જું—મોટી ગોળીઓ** અથવા **નાની ગોળીઓ**—સાધારણ દુ:ખો સારૂ અને દુ:ખનું જોર વધારે ન હોય ત્યારે વાપરવામાં આવે છે. એ ગોળીઓ દરેક બબે કલાકે અથવા તો દીવસમાં ત્રણ વખત એકલી અથવા પાણી સાથે આપવામાં આવે છે.

નાનાં બચ્ચાંને મોટી ગોળી ભાંગી જેટલો ભાગ મોટાં માણસને આપવામાં આવે તેનાથી અડધો ભાગ આપવો ને નાની ગોળીઓ ચાર અથવા પાંચ દર બબે કલાકે અથવા તો દીવસમાં ત્રણ વખત આપવી જોઇએ; તે પાણી સાથે અથવા પાણી વગર આપવી.

ઘણાંજ નાનાં બચ્ચાંને તેથી અડધો ભાગ આપવામાં આવે છે.

હોમીઓપાથીક દવા કેમ આપવી તેવી વીગત. હોમીઓપાથીક દવાને નંબર હોય છે. ૧–૨–૩–૪ ઇત્યાદી. તે નંબરની બે જાત છે, એક સેંકડે દસ ભાગવાળી અને બીજી સેંકડે એક ભાગવાળી છે. સાધારણ ખપમાં જે નંબર વપરાય છે તે પેહેલો અને ત્રીજો નંબર છે. પણ ઘણું કરીને સેંકડે એક ભાગવાલો ત્રીજો નંબર વપરાય છે.

દવા દીવસમાં વધારે કે ઓછા વખત આપવી તે દરદના જોર ઉપર આધાર રાખે છે.

જો દરદનું જોર વધારે હોય છે તો દવા વારેઘડીએ આપવામાં આવે છે. પણ જો દરદનું જોર ઓછું હોય છે તો ઓછી વાર દવા આપવામાં આવે છે.

## ગડ, ગુમડ, ફોલો—(Abscess)

આ દરદમાં (બેલેડોના, હીપાર સલફર અને સીલીસીઆ (Belladonna, Hepar Sulphur and Silicea) આપવામાં આવે છે.

**બેલેડોના** (Belladonna)—ઘણો સોજો, દુખાવો અને રતાશ હોય ત્યારે આપવામાં આવે છે.

**હીપાર સલફર** અને **સીલીસીઆ** (Hepar Sulphur and Silicea) સોજો થોડો હોય, ઘણો દુખાવો ન હોય ત્યારે આપવામાં આવે છે, ને તેમાંથી પરૂ નીકલે ત્યારે પણ તેજ દવાઓ આપવામાં આવે છે.

**સીલીસીઆ** (Silicea) દરદ જુનું હોય ત્યારે અપાય છે.

## ખાટા ઓડકાર (Acidity.)

આ દરદમાં (કેલકેરીઆકાર્બ, કાર્બો વેજી, નક્ષ વોમીકા અને પલસેટીલા) Calcarea Carb, Carbo Veg, Nux Vomica and Pulsatilla.) કામમાં આવે છે.

**કેલકેરીઆકાર્બ**—(Calcarea Carb) માથા ઉપર પરસેવા સાથે ખાધા પછી ખાટા ઓડકાર આવે છે ત્યારે અપાય છે.

**કાર્બોવેજી**—(Carbo Veg) જ્યારે મોઢામાં ઓડકાર સાથ ખાટું પાણી આવે ત્યારે અપાય છે.

• બચ્ચાંને કેમોમીલા, નક્ષ વોમીકા અને પલસેટીલા (Chamomilla, Nux Vomica and Pulsatilla) ખાટા ઓડકારપર આપવામાં આવે છે.

## થુલીઓ, જીભ ઉપર ધોળા સફેદ ફોલા (APHTHÆ.)

આ દરદમાં ઝીણી, ગોળ, સફેદ ફોલીઓ જીભ ઉપર અને મોંઢામાં પથરાયેલી હોય છે. આ ફોલીઓ કેટલીક વખતે ખાધાની નલીમાં નીચે ઉતરે છે. તેથી ખાતી વખતે (ગળે ખોરાક ઉતારતી વખતે) અડચણ કરે છે. અને તેજ વખતે બેચેની, ઉલટી, અને ઉધરસ (ઠાંસો) થાય છે અને ઝાડો પણ થાય છે. આ દરદ વારંવાર બચ્ચાંને થાય છે; મોટી ઉમરના માણુસ પણ તે દરદથી કેટલીક વેળા મોકલાં રહેતાં નથી.

**ઉપાયો**—આરસેનીકમ એલ્બ, બોરેક્ષ, મરક્યુરીઅસ અને સલફર (Arsenicum Alb, Borax, Mercurius and Sulphur.)

**આરસેનીકમ એલ્બ**—(Arsenic Alb) જ્યારે જીભપર અગન બળતી હોય, જીભ સુકી અને રતાશપર હોય તથા તરસ ઓછી લાગતી હોય અને ચાંદાં મોટાં હોય ત્યારે આપવામાં આવે છે.

**મરક્યુરીઅસ**—(Mercurius) આ દવા આ દરદમાં મુખ્ય ઉપાય છે. જ્યારે મોઢામાંથી થોડી લાળ એટલે લબ ગળતી હોય, જીભ ભીની હોય ને તે ઉપર જીણાં ચાંદાં હોય ત્યારે અપાય છે.

**બોરેક્ષ** અને **સલફર**—(Borax and Sulphur) પણ આપવામાં આવે છે.

## ભુખનું જતું રેહેવું (LOSS OF APPETITE.)

આ દરદ ઘણાં કારણોથી થાય છે. તેના ઉપર ચાઇના, નક્સ વોમીકા, પલસેટીલા અને સલફર (China, Nux Vomica, Pulsatilla and Sulphur) આપવામાં આવે છે.

**નક્સ વોમીકા અને પલસેટીલા** (Nux Vomica and Pulsatilla) જ્યારે ખોરાક ખાવા નથી ગમતો ત્યારે આપવામાં આવે છે.

**પલસેટીલા**—(Pulsatilla) જ્યારે ગરમ ખાનું ગમતું નથી ત્યારે અપાય છે.

**સલફર અને પલસેટીલા** (Sulphur and Pulsatilla) જ્યારે ગોશ ખાવા ન ગમે ત્યારે અપાય છે.

**ચાઈના અને પલસેટીલા** (China and Pulsatilla) જ્યારે રોટલી ખાવા ગમતી નથી ત્યારે અપાય છે.

**ઇગનેશીઆ** (Ignatia) જ્યારે દુધ નહી ગમે ત્યારે અપાય છે.

**ચાઇના, પલસેટીલા અને સલફર** (China, Pulsatilla and Sulphur) જ્યારે મોઢું કડવું રહેવાથી ખોરાક કડવો લાગે છે ત્યારે વપરાય છે.

**કેલકેરીઆ કાર્બ, લાઈકોપોડીઅમ અને સીલીસીઆ** (Calcarea Carb, Lycopodium and Silicea) ભુખનો વધારો હોય ત્યારે ઓછી કરવાના કામમાં આવે છે.

## **દમ, હાંફણ,** (Asthma)

આ દરદ ઉપર એકોનાઇટ, આરસેનીક એલ્બ, ક્યુપ્રમ, ઇપીકેક, લેકેસીસ, લોબેલીઆ, સેંબુકસ અને સલફર (Aconite Nap, Arsenic-Alb, Cuprum, Ipecac, Lachesis, Lobelia, Sambucus and Sulphur) વપરાય છે.

જે વખતે એ દરદનું જોર હોય છે, એટલે દમ ઘણોજ ચઢી આવે છે તે વખતે કોઈકજ દવા ફાયદો કરી શકે છે; તોપણ દુધ સાકર વીનાનું ગરમ ચાહનું અથવા કોફીનું એક પ્યાલું કોઇ કોઇ વખતે જરા ફાયદો કરે છે. એ દરદને જે દવા થોડો ઘણો આરામ આપે છે તે દવા ઘણો લાંબો વખત ચાલુ રાખવી જોઇએ.

**આરસેનીકમ એલ્બ** (Arsenicum Alb) આ દવા આ દરદ જુનુ થયું હોય ત્યારે આપવામાં આવે છે. જ્યારે દમ થોડો અને છાતીમાં ઝીણો અવાજ માલંમ પડે તથા ચહેરો ફીકો, દીલ ગરમ અને પરસેવાથી ભીનું અને દુઃખનો વધારો મધ્ય રાત્રીએ અને સહવારે વધારે થતો હોય ત્યારે આ દવા લાંબો વખત ચાલુ રાખવાથી ઘણાં આદમી સાજા થાય છે.

**ક્યુપ્રમ** (Cuprum) જ્યારે એ દરદ એકાએક થઇ આવે, ચહેરો અને હોઠ ઉદા (જાંબુડા) રંગના થયા હોય અને ખાધાની નળીમાં ગળ

ગળતો અવાજ થાય અને થંડુ પાણી પીધાથી ખાંસી નરમ પડે. દમ લેવાની ઘણીજ અડચણ પડતી હોય, તે દમ અથવા હાંફણનો હુમલો અવારનવાર થતો હોય ત્યારે અપાય છે.

**ઇપીકેક** (Ipecac) જ્યારે ખાંસી હમેશાં વધારે કે થોડી હોય, છાતીની અંદર ખડખડતો અવાજ થતો હોય અને છાતી બલગમથી ભરેલી માલમ પડે, સ્વાસ (દમ) મુસ્કેલીથી લેવાતો હોય, હાંફ ઉતાવલી થતી હોય ત્યારે આ દવા કામમાં આવે છે. ખાંસી સાથેની હાંફણમાં આ દવા જરૂરની છે.

**લોબેલીઆ** (Lobelia) હોજરીમાં થતા બગાડાથી એ દરદ થયું હોય ત્યારે કામમાં આવે છે.

**લકેસીસ** (Lachesis) ઉંઘ આવ્યા પછી જ્યારે એ દરદ વધે ત્યારે કામમાં આવે છે

**સલફર** (Sulphur) જ્યારે દરદનો હુમલો ઉંઘ આવ્યાની અગાઉ એકાએક થાય, જુની હાંફણ હોય; દમ મુસ્કેલીથી લેવાતો હોય, છાતીમાં દબાણ થઇ જીવ ગુંગળાય, અને થોડા સફેત ગલફા (બલગમ) પડતા હોય ત્યારે અપાય છે.

**સેંબુકસ** (Sambucus) રાતની વખતે ગુંગલાઈ જવા જેવો હુમલો જોરમાં થતો હોય ત્યારે આપવામાં આવે છે.

## કમરનો દુખાવો (Back Ache.)

આ દરદ ઉપર આરનીકા, બ્રાયોનીઆ, પલસેટીલા અને રસ ટોક્ષ (Arnica, Bryonia Alb, Pulsatilla and Rhus Tox) વપરાય છે.

**આરનીકા** (Arnica) જ્યારે મરડાઇ જવાથી દુખતી હોય ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ** (Bryonia) જ્યારે અકડી ગઈ હોય, ચાલવાથી વધારે દરદ થાય અને સુઇ રહેવાથી આરામ માલમ પડે ત્યારે અપાય છે.

**પલસેટીલા** (Pulsatilla) જ્યારે બેસવાથી કે સુવાથી દુખતી હોય અને ચાલવાથી અને ઉઠવાથી નરમ પડતી હોય ત્યારે અપાય છે.

**રસ ટોક્ષ** (Rhus Tox) જ્યારે કમરના વચલા ભાગમાં થઈ દુ-ખાવો થતો હોય, પહેલાં હરપર કરતાં દુખનો વધારો થાય, પણ પછી ઓછું થાય; તેમજ બેસવાથી કરાર માલમ પડે ત્યારે અપાય છે.

**નક્ષ વોમીકા અને સલફર** (Nux Vomica and Sulphur) જ્યારે મસા (હરસ)ને લીધે કમર દુખતી હોય છે ત્યારે અપાય છે તેમ જ્યારે તે દરદ ગુરદાના અને પીસાબના દરદને લીધે થાય છે ત્યારે તે બીજી દવાઓની સાથ વપરાય છે.

## મોહાંનો ખરાબ વાસ (Fœtid Breath.)

આ કોઈ જાતનું દરદ નથી પણ હોજરી, થુક, ઇત્યાદીના બગાડથી કોઈ કોઈ માણસમાં તે હમેશાં માલમ પડે છે.

તેને માટે કાર્બો વેજીટેબીલીસ, મરકયુરીઅસ અને નક્ષ વોમીકા (Carbo Vegetabilis, Mercurius and Nux Vomica) વપરાય છે.

કાર્બો વેજીટેબીલીસ અને નક્ષ વોમીકા (Carbo vegetabilis and Nux Vomica) જ્યારે હોજરીના દરદને લીધે તે થાય છે ત્યારે વપરાય છે.

**મરકયુરીઅસ** (Mercurius) આ દવા ઘણી થુક આવવાથી મોઢું વાસ મારતું હોય ત્યારે અપાય છે.

## ખાંશી (Bronchitis.)

ગળામાંની દમની નળીમાં સોજો થવાથી એ દરદ ઉત્પન્ન થાય છે. એ દરદ ઉપર એકોનાઇટ, એન્ટીમની ટાર્ટ, બેલેડોના, બ્રાયોનીઆ, હીપાર સલફર, ઇપેકેક, ફોસફરસ, સલફર ઇત્યાદી (Aconite, Antimony Tart, Belladonna, Bryonia, Hepar Sulphur, Ipecac, Phosphorus, Sulphur, &c.) વપરાય છે.

**એકોનાઇટ**—(Aconite) જ્યારે થંડી, તાવવાળી, સુકી અને ગરમ ચામડી હોય, બેચેની, તરસ, (પાણીનો સોષ) અને જરા અવાજ કરતી ખાંસી, હોય ગળાની દમની નળીનો સોજો હોય ત્યારે સરૂઆતમાં એ દવા વપરાય છે.

**એન્ટીમની ટાર્ટ** (Antimon Tarty) જ્યારે સ્વાસ મુસ્કેલીથી લેવાતો હોય, છાતીની અંદર અવાજ થતો હોય, પણ કંઇ બહાર નીકળતું ન હોય, ચેહેરો ડાઘાવાળો હોય, ઘણોજ પરસેવો થતો હોય, ખાંસી ઉલટી થવાથી મટતી હોય, ઝાડો થતો હોય, અને જીભ સફેદ હોય ત્યારે આ દવા વપરાય છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે સુકી અને હેરાન કરતી ખાંસી હોય, બલગમ સાથે જરા જરા લોહી પડતું હોય, જોરમાં સ્વાસ ચાલતો હોય, ચહેરો લાલ હોય, માથામાં દુખાવો હોય, અને દરદને ત્રણ કે ચાર દીવસ થયા હોય, ત્યારે આ દવા વપરાય છે.

**બ્રાયોનીઆ** (Bryonia Alb) જ્યારે છાતીમાં સોય ભોકાતી હોય એવા દુખ સાથે સુકી ખાંસી હોય, દમ ટુકો હોય, તથા દમ લેવામાં મેહેનત પડતી હોય, લોહી તથા પાતળા ચીકાસવાળા બલગમ સાથે ખાંસી હોય, અને છાતીમાં ઘણુંજ દબાણ થતું હોય, ત્યારે વપરાય છે.

ઇપેકેક (Ipecac) જ્યારે બલગમની ઉલટી થતી હોય, ફીકો ચહેરો હોય, ત્યારે વપરાય છે. આ દવા બચ્ચાંને માટે મુખ્ય કરીને ઉપયોગી છે.

**હીપાર સલફર** (Hepar Sulphur) જ્યારે પીળા બલગમ સાથે ખાંસી લાંબા વખતની હોય ત્યારે વપરાય છે.

**ફોસફોરસ** (Phosphorus) જ્યારે ખાંસી છાતીના દરદ (નીમોનીઆ)ની સાથે હોય ત્યારે વપરાય છે.

## જુની ખાંસી. (CHRONIC BRONCHITIS.)

આ દરદમાં આરસેનીકમ એલ્બ, કેલકેરીઆ કાર્બ, હીપારસલફર, મરક્યુરીઅસ, સલફર ઇત્યાદી (Arsenicum Alb, Calcarea Carb, Hepar Sulphur,* Mercurius, Sulphur &c,) વપરાય છે.

---

* તરતની પયલી ખાંસીમાં જ્યારે દરદી દમ મુસ્કેલીથી લેઈ શકતો હોય, અને છાતીમાં થોડો દુખાવો હોય તો ગરમ પાણીથી છાતી ઉપર શેક કરવો અથવા તો અળસીની પોલ્ટીસ વારંવાર મેલવી અને છાતી હમેશાં ગરમ લુગડાંથી ઢાંકવી. ખોરાકમાં, દુધ કાંજી અને જવનું પાણી આપવું.

## લચક, ચાઠું, સોળ, કચર–મોરચાવું.

(BRUISES OR STRAINS.)

**આરનીકા** (Arnica) આ દવા પીધામાં તેમજ બહારના ભાગ-પર લગાડવામાં આવે છે. ચોપડવી હોય તો એક ભાગ આરનીકા અને ૭ ભાગ પાણી સાથે ઈજા થયલા ભાગપર લગાડવામાં આવે છે.

**બેલીસ** (Bellis) આ દવા પીવામાં તેમજ લગાડવાના કામમાં પણ આવે છે.

## બદ (BUBO.)

આ દરદ ઉપર આસીડ નાઈટ્રીક, આયોડીઅમ અને મરક્યુરીઅસ (Acid Nitric, Iodium and Mercurius) વપરાય છે.

## અગ્નીદાહ, દાઝવું, (BURNS)

અગ્નીદાહ (દાઝવું) ના ઘણા પ્રકાર છે, પણ તેમાં ત્રણ મુખ્ય છે. ૧ લું છાગરા ઉઠયાવીના માત્ર જરાક રતાશપર થવું; ૨ જું સોજો ચઢવો ને છાગરો ઉઠવો ; ૩ જું છાગરો ફુટી જઈને ચાંદુ પડવું. અગ્નીદાહ થાય કે તરતજ **ચરબી** અને **આટાની** મેળવણી કરીને તે જગોપર લગાડવી અથવા **ચુનાનું પાણી** અને **અલસીનું** તેલ એક સરખે ભાગે એકઠું કરી લગાડવું અથવા બાળવાના લાકડાનો કોલસો (કોયલો) લગાડવો. અથવા પાંચ પરસેંટનું (સેંકડે પાંચ ભાગવાળુ) **કારબોલાઇઝ્ડ વેસેલીન** લગાડવું અથવા એક ભાગ **કેન્થેરીડીસ** અને ૩૦ ભાગ પાણીમાં નાખી લગાડવું. પીવાને માટે કેન્થેરીડીસ, રસટોક્ષ અને અરતીકાયુરન્સ (Cantharidis, Rhus Tox, and Urtica Urens) આપવું.

## સલખમ, સરદી, થંડી (CATARRH OF THE NOSE OR CORYZA.)

આ દરદમાં નાકમાંથી પાણી જેવો પાતલો અથવા જાડો નરમ (પ્રવાહી) પદાર્થ નીકળે છે. આંખમાંથી પુષ્કળ પાણી નીકળે છે, કપાળપર ભાર માલમ પડે છે, ગળાનો દુખાવો માલમ પડે છે. અવાજ બેસી ગયલો

હોય છે, જીભ ખરાબ હોય છે, વધારે કે થોડો પાણીની સોસ (તરસ) પડે છે, ભુખ જતી રહે છે, અને નાડી ઉતાવલી ચાલે છે, કમરમાં અને અવયવોમાં દુખાવો થાય છે. આ દરદ ઉપર, આરસેનીકમ એલ્બ, બેલેડોના, બ્રાયોનીઆ એલ્બ, કેમ્ફર, યુફ્રેસીઆ, મરક્યુરીઅસ, નક્ષ વોમીકા અને પલસેટીલા (Arsenicum Alb, Belladonna, Bryonia Alb, Camphor, Euphrasia, Mercurius, Nux Vomica, and Pulsatilla) વપરાય છે.

**આરસેનીકમ એલ્બ** (Arsenicum Alb) જ્યારે નાકમાંથી પુષ્કલ પાતલુ ગરમ પાણી નાકમાં બલતરા સાથે નીકળે છે અને આખા શરીરમાં સુસતી માલમ પડે છે ત્યારે અપાય છે.

**કેમ્ફર** (Camphor) જ્યારે દરદની શરૂઆત હોય તથા સાથે ઠંડી લાગતી હોય ત્યારે તેનું એક ટીપુ ખાંડ સાથે આપવું ને થોડે વખતે ફરીથી આપવું જેથી કરીને તેનું જોર તુરત નરમ પડશે.

**બેલેડોના** (Belladonna) જ્યારે તે દરદમાં કપાળ દુખે છે અને નાક સુકાઈ જાય છે. અને એક નસકોરાંમાંથી ઘણું પાણી નીકળે છે ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ એલ્બ અને નક્ષ વોમીકા** (Bryonia Alb and Nux Vomica) જ્યારે નાક સુકાઈ જાય, કપાળમાં દુખાવો હોય અને નાક બંધ થઈ જાય ત્યારે અપાય છે.

**યુફ્રેસીઆ** (Euphrasia) જ્યારે આંખમાંથી ગરમ પાણી નીકળો અજવાળું જોઈ શકાય નહી અને પવનથી સલેખમ વધારે થાય ત્યારે અપાય છે.

**મરક્યુરીઅસ** (Mercurius) આ દરદમાં જ્યારે વારેઘડીએ છીંક આવતી હોય, નાકમાં દરદ થાય, અંદરથી જાડો પ્રવાહી નીકળે, થુંક બહુ આવે ગળામાં દરદ થાય, અને નાકની નળીઓ બંધ થાય ત્યારે અપાય છે.

**પલસેટીલા** (Pulsatilla) જ્યારે નાકમાંથી જાડો પીળો પ્રવાહી નીકળે અને નાકની એક નળી બંધ થઈ બીજીમાંથી પ્રવાહી નીકળે. સુઘવાની શક્તી જતી રહે, મોઢામાંથી સ્વાદ જતો રહે, ઘરમાં રહેવાથી વધારે માલમ પડે અને બહાર જવાથી ઠીક માલમ પડે ત્યારે અપાય છે.

## કોગળીઉ, કોલેરા (CHOLERA.)

આ દરદમાં આરસેનીકમ એલ્બ, કેમ્ફર, કયુપ્રમ અને વીરેટ્રમ એલ્બ (Arsenicum Alb, Camphor, Cuprum and Veratrum Alb) વપરાય છે.

**કેમ્ફર** (Camphor) આ દરદમાં જ્યારે સરૂઆતમાં ઘણીજ ઉલટી અને પાણી જેવા ઝાડા આવતા હોય ત્યારે ત્રણ કે ચાર ટીપાં થોડી ખાંડ સાથે દશ કે પંદર મીનીટે આપવું.

**આરસેનીકમ એલ્બ** (Arsenicum Alb) જ્યારે ચોખાના પાણી જેવા ઘણા ઝાડા આવે, ઘણી નબળાઇ માલમ પડે, ઉલટી અને અતીશય તરસ (પાણીનો સોસ) માલમ પડે ત્યારે અપાય છે.

**કયુપ્રમ** (Cuprum) જ્યારે પેટમા આંકડી થઈ દુ:ખે, ઉલટી થતી હોય અને પાતળા ઝાડા આવતા હોય ત્યારે આ દવા અપાય છે.

**વીરેટ્રમ એલ્બ** (Veratrum Alb) ઘણા પાતળા ઝાડા, ઉલટી અને ઘણી નબળાઈ માલમ પડે ત્યારે અપાય છે.

## ચુંક આંકડી (COLIC.)

આ દરદમાં પેટમાં અમળાઈ દરદ થાય છે, ઘણુંખરૂં દુંટીની આસપાસ દરદ થાય છે.

૧. જ્યારે કલેજાના દરદનેલીધે એટલે પીતની ચુંકો મારે ત્યારે ડાયોસકોરીઆ, મરકયુરીઅસ અને પોડોફીલમ (Dioscoria, Mercurius and Podophyllum) અપાય છે.

૨. જ્યારે પવનના જમાવથી દરદ થતું હોય ત્યારે કાર્બોવેજી, લાઈકોપોડીઅમ અને નક્ષ વોમીકા (Carbo Vege, Lycopodium and Nux Vomica) આપવું.

૩. જ્યારે અપચાને (બદહજમી) લીધે આ દરદ હોય ત્યારે નક્ષ વોમીકા અને પલસેટીલા (Nux Vomica and Pulsatilla) આપવું.

૪. જ્યારે નરવસકોલીક (Nervous Colic) હોય ત્યારે કોલોસીંથ, ઇગનેશીઆ, અને ઓપીઅમ (Colocynth, Ignatia and Opium) આપવું.

૫. જ્યારે વાના દરદની ચુક, એટલે કલતરની ચુક હોય, ત્યારે બ્રાયોનીઆ એલ્બ, પલસેટીલા અને રસ ટોક્ષ (Pulsatilla, Bryonia Alb and Rhus Tox) આપવું

૬. જ્યારે અમળાવાથી (Spasmodic Colic) ચુક થાય ત્યારે બેલેડોના અને ક્યુપ્રમ (Belladonna & Cuprum ) આપવું.

૭. જ્યારે બચાંને ચુકો મારે ત્યારે કેમોમીલા અને સીના (Chamomilla & Cina) આપવું.

## **પેટની કબજીઆત,** બંધકોશ (CONSTIPATION.)

આ દરદમાં બ્રાયોનીઆ એલ્બ, નક્ષ વોમીકા, ઓપીઅમ, પ્લંબમ, સેપીઆ અને સલફર (Bryonia Alb, Nux Vomica, Opium, Plumbum, Sepia and Sulphur) વપરાય છે.

**બ્રાયોનીઆ એલ્બ** (Bryonia Alb) ઝાડાની ખાયેસ થતી નહીં હોય, ભુખ થોડી લાગતી હોય, અને ઝાડો કઠણ અને ધાડો આવતો હોય ત્યારે અપાય છે.

**નક્ષવોમીકા** (Nux Vomica) જ્યારે વારે ઘડીએ ઝાંડાની ખાયેસ થતી હોય, ઝાડો જાડો અને કઠણ આવતો હોય, ઝાડાની વખતે બહુ મુસ્કેલી પડતી હોય, બેસી રહેવાથી અને મસાના દરદથી કબજીઆત થઇ હોય ત્યારે અપાય છે.

**ઓપીઅમ** (Opium) જ્યારે ઝાડો કઠણ આવે, આળસ માલમ પડે, પેઢુ ચઢી આવે, અને આંતરડાંની નબળાઈ માલમ પડે ત્યારે અપાય છે.

**પ્લંબમ** (Plumbum) જ્યારે ઝાડો થોડો, કઠણ અને ગોલ-આકારનો આવતો હોય, સપરાના (ઝાડાના રસ્તાના) મોઢે દુખતું હોય, અને વારે ઘડીએ ચુક આવે ત્યારે અપાય છે.

**સેપીઆ** (Sepia) જ્યારે ઝાડો આવવા જેવું વારે ઘડીએ લાગે અને પેટ ચઢીને ગેટાંની લીંડી જેવો ઝાડો આવે ત્યારે અપાય છે.

**સલફર** (Sulphur) જ્યારે કઠણ ઝાડો આવતો હોય, ત્યાર પછી સફરામાં અગન બલતી હોય અને મસાના દરદથી કબજીઆત હોય ત્યારે અપાય છે.

## તાણ (CONVULSION.)

આ દરદમાં પોતાની મેળે આખા શરીરનાં ગોટલાં (સ્નાયુ Muscles) ખેંચાય છે, આંખના ડોળા ખેંચાય છે. આંખની કીકી સ્થીર રહેછે, દાંત કચકચાવવામાં આવે છે, જીભ બહાર નીકળે છે. જો આ દરદ બીજા દરદની સાથે જોડાયલું નથી હોતુ તો તે હાની કારક નથી.

**કેમોમીલા** (Chamomilla) જ્યારે આ દરદ ગુસ્સાથી (ક્રોધ) થાય, ગાલ લાલ અને ગરમ હોય, ઘણી બેચેની હોય, અને ડચકાં ખાવા જેવો અવાજ થતો હોય ત્યારે અપાય છે. આ દવા બચાંને માટે ઘણી કામની છે.

**બેલેડોના** (Belladonna) આ દવા જ્યારે ચહેરો ગરમ તથા લાલ હોય, અને દરદી ઉંઘમાં ચમકતું હોય ત્યારે અપાય છે. આ દવા પણ બચાંને માટે ઉપયોગી છે.

**ઈગનેશીઆ** (Ignatia) જ્યારે આ દરદ ધાસ્તીથી, દીલગીરીથી અને દાંત ફુટવાથી થતું હોય ત્યારે અપાય છે. આ દવા ચાલુ અને ભારી તાણમાં પણ અપાય છે

**સીના અને સીકુટા** (Cina and Cicuta) આ દવા જ્યારે બચ્ચાંને કરમના સબબનેલીધે તાણ થાય છે ત્યારે અપાય છે.

**નક્ષવોમીકા અને ઇપીકેક** (Nux Vomica and Ipecac) આ દવા જ્યારે હોજરીમાં હરકત અથવા બગાડથી આ દરદ થાય છે ત્યારે અપાય છે.

## ખાંસી, ઠાંસો (COUGH.)

**બેલેડોના** (Belladonna) જ્યારે થોડી સુકી ખાંસી હોય, ચહેરો ફુગેલો હોય, માથું દુખતું હોય, ગળાની અંદર ખખડાટ થતો હોય અને રાતે વધતું જોર થતું હોય ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ એલ્બ** (Bryonia Alb) જ્યારે મુડખામાં એટલે બેઉ બાજુમાં, છાતીમાં અને માથામાં દુખાવા સાથે સુકી, મજબુત ધ્રુજતી ખાંસી હોય ત્યારે અપાય છે.

**હીપાર સલ્ફર** (Hepar sulphur) જ્યારે ખોખરા અવાજ સાથે ઘણી ખાંસી હોય અને સરદીથી વધે ત્યારે અપાય છે.

**કેમોમીલા** (Chamomilla) જ્યારે બચ્ચાંને દાંત ફુટવાની વખતે થાય છે ત્યારે અપાય છે.

**કોસ્ટીકમ** (Causticum) જ્યારે અવાજ બેસી ગયો હોય, છાતી અને ગળું જકડાઈ જતું માલમ પડતું હોય અને ઠંડું પાણી પીધાથી નરમ પડે ત્યારે અપાય છે.

**ડ્રોસેરા** (Drosera) ખેંચથી (ગુંચ આવી) ખાંસી થાય ત્યારે અપાય છે.

**હાયોસીઆમસ** (Hyoscyamus) જ્યારે સુકી ખાંસી હોય, રાત્રીએ તેમજ સુતી વખતે વધારે માલમ પડે ત્યારે અપાય છે.

**કેલાઈ બાયક્રોમીક** (Kali Bichromic) જ્યારે ચીકણી થુંક, ગલફા (બલગમ) સાથે ખાંસી હોય, અને મુસ્કેલાઇથી દમ લેવાતો હોય ત્યારે અપાય છે.

**મરક્યુરીઅસ** (Mercurius) જ્યારે જુની ખાંસી હોય અને રાત્રીએ વધારે આવતી હોય ત્યારે અપાય છે.

**નાઇટ્રીક આસીડ** (Nitric Acid) જ્યારે જુની ખાંસી હોય અને ગળાની નળીમાં થોડો દુખાળો થતો હોય ત્યારે અપાય છે.

**નકસ વોમીકા** (Nux vomica) જ્યારે સુકી ખાંસી હોય અને મધ્ય રાત્રી પછી વધારે થાય ત્યારે અપાય છે.

**ફોસફરસ** (Phosphorus) જ્યારે સુકી ખાંસી હોય અને ગળાની નળીમાં સલવલાટ જેવું થયાથી વધતી હોય, ખોખરો અવાજ હોય અને ક્ષય (ખઈ)ની ખાંસી હોય ત્યારે અપાય છે.

**સ્પનજીયાં** (Spongia) જ્યારે સુકી ખાંસી હોય, અવાજ ખોખરો આવતો હોય અને ગળાની નળીમાં દુખાવો થતો હોય ત્યારે આપવામાં આવે છે.

**સલફર** (Sulphur) જ્યારે ગળું સુકું માલમ પડે, ખોખરો અવાજ હોય, તે સાથે સુકી ખાંસી હોય, છાતી ખેંચાતી માલમ પડતી હોય અને સેજ પીળા અથવા ધોળા બલગમ સાથે નરમ ખાંસી હોય ત્યારે અપાય છે.

## આંકડી (CRAMPS.)

આ દરદમાં ક્યુપરમ, ઇગનેશીયા અને પ્લંબમ (Cuprum, Ignatia and Plumbum) વપરાય છે.

## ક્રુપ ગળાંની નળીનો સોજો. (CROUP.)

આ દરદ બે અથવા ત્રણ વરસના બચ્ચાંને થાય છે. પહેલાં જરા તાવ આવે છે, પછી ઉધરસ (ઠાંસો) થાય છે સાદ બેસી જાય છે; બેચેની માલમ પડે છે; આંખ અને નાકમાંથી પાણી નીકળે છે. પછી ધીમે ધીમે દરદ વધીને દમ ઘણેવારે લેવાય છે તથા તે સાથે કુકડાના (મરઘાના) બોલવા જેવો અવાજ સંભળાય છે, તાવ જોરમાં આવે છે. વારે ઘડીએ ખાંસી થાય છે, બેચેની માલમ પડે છે. અને બચ્ચું વારે ઘડીએ પોતાના હાથ મોંમાં લેઈ જાયછે એ પછી જો હાલત વધારે બગડે છે તો તેનું મરણ થાય છે.

**એકોનાઇટ** (ACONITE NAP.) જ્યારે થોડી ખાંશી હોય, ઉતાવળે દમ ચાલે, ગરમ સુકી ચાંમડી હોય, તરસ, બેચેની, માલમ પડે ત્યારે અપાય છે. આ દવા મુખ્ય છે.

**સ્પનજીયા** (Spongia) ખાંસી આવતી વેળા કુકડાના બોલવા જેવો અવાજ થાય, દમ લેતાં મુશકેલી પડે અને સાથે ધ્રુરવા જેવો અવાજ સંભળાય; ગુંગળાઇ જાય; માંથુ પછવાડે નાખ્યાવીના દમ લેવાય નહીં ત્યારે અપાય છે.

**હીપારસલફર** (Hepar-Sulphur) ખાંસી આવતાં ગુંચવાઇ જાય તથા ખણુંખણાટ સરખો અવાજ નીકળે, ગળુ થુંકથી ભરાયલુ હોય અને ખાંશી જોરમાં હોય ત્યારે આ દવા વારંમવાર એકોનાઈટ અને સ્પંજીયાના ઉપીયોગ પછી આપ્યાથી વધારે ફાયદો કરે છે.

**કેલાઈ બાયક્રોમીક** (Kali Bichromic) જ્યારે ગળુ ચીકણા ગલફાથી (બલગમથી) ભરેલું માલમ પડે અને ચાલુ ખાંશી હોય ત્યારે અપાય છે.

**એન્ટીમની ટાર્ટ** (ANTI mony TART) જ્યારે નરમ ખાંશી હોય અને મુશકેલીથી ગળફા નીકળતો હોય ત્યારે અપાય છે.

## નબળાઇ ( DEBILITY.)

**ચાઇના** CHINA.) જ્યારે તરતના દરદથી નબળાઈ માલમ પડે ત્યારે અપાય છે.

**ફોસફરીક આસીડ** (Phosphoric Acid) જ્યારે જ્ઞાનતંતુની (નરવશ) નબળાઇ માલમ પડે ત્યારે અપાય છે.

**ફેરમ**—(Ferrum) જ્યારે લોહી બગડી ગયેલું માલમ પડે ત્યારે અપાય છે.

**રસટોક્ષ** (Rhus tox) જ્યારે કોઇ પણ દરદ ગયા પછી નબળાઈ માલમ પડતી હોય ત્યારે અપાય છે

## ડીલીરીઅમ સનેપાત અથવા પવન થવો (DELIRIUM.)

આ દરદમાં દરદી બેભાંનમાં વાતો કરે છે, બરબડે છે અને હાથો હલાવે છે.

આ દરદમાં બેલેડોના—અને હાયોશીઆમસ ( Belladonna and Hyoscyam) વપરાય છે.

## દાંતનું ફુટવું (DENTITION.)

આમાં બેલેડોના—કેમોમીલા અને ક્રીઓસોટમ (Belladonna, Chamomilla and Kreasotum) વપરાય છે.)

## અતીસાર, ઝાડો, કળશો (DIARRHŒA.)

**એલોઝ** (Aloes.) જ્યારે ઝાડો આવવાની પહેલાં પેટમાં દરદ અને ગરબડ થતી હોય, વારંવાર ઝાડાની ખાએશ થતી હોય. ઝાડો થવા પછી ઘણું દુખતું હોય અને ઘણો ઝાડો આવતો હોય ત્યારે અપાય છે.

**એન્ટીમની ક્રુડ** (Anti mony Crud) જ્યારે પાંણી જેવો ઘણો ઝાડો આવતો હોય—જીભ ઉપર સફેદ પડ હોય અને પેટમાં ગરબડ હોય ત્યારે અપાય છે.

**આરસેનીકમ એલ્બ** (Arsenicum Alb) જ્યારે પાંણી જેવો ચીકણો અને લોહી સાથે ઝાડો આવતો હોય, ઘણી થાક લાગતી હોય, પાંણીની તરશ લાગતી હોય—બેચેની માલમ પડતી હોય, સપરામાં અગન

બળતી હોય, ઝાડો ખરાબ વાસ મારતો હોય અને દુખ્યાવગર પેટ આવતું હોય ત્યારે અપાય છે.

**કેલકેરીયા કાર્બ** (Calcarea Carb) જ્યારે પેઢું ચઢેલું હોય, ધોળો અથવા પાંણી જેવો ઝાડો આવતો હોય, અને જુનો ઝાડો હોય ત્યારે અપાય છે. આ નબળાં બચ્ચાંને સારૂં સારી દવા છે.

**ચાઇના** (China) જ્યારે વારંવાર દુખ્યાવીના પાંણી જેવા ઝાડા આવતા હોય, અને તેની સાથે હજમ થયા વીનાનો ખોરાક પડતો હોય તથા ચુંક મારતી હોય અને રાત્રે કે દાહાડે અજીરણ માલમ પડતુ હોય ત્યારે અપાય છે.

**ક્રોટન ટીગ** (Croton Tig) જ્યારે પીળો પાણી જેવો ઝાડો બંદુકની ગોળીની માફક જોરથી આવતો હોય ત્યારે અપાય છે.

**ઇપીકેક** (Ipecac) જ્યારે બકારી (અઠગરી) અને ચુંકની સાથે વારંવાર ઘણા ઝાડા આવે ત્યારે વપરાય છે. આ દવા બચાંને સારૂ ઉપયોગી છે.

**કેમોમીલા** (Chamomilla) જ્યારે કોહેલાં ઈંડાં જેવો વાસ મારતો લીલો ઝાડો આવતો હોય, ને તે પહેલાં પેટમાં ચુંક આવતી હોય; બચ્ચાંને બેચેની હોય ત્યારે અપાય છે. આ દવા દાંત ફુટતાં બાલકોને માટે ઘણીજ ઉપયોગી છે.

**મરક્યુરીઅસ** (Mercurius) જ્યારે ચીકણા ઝાડા આવતા હોય, સફરામાં અગન બલતી હોય, પેઢુમાં દુખાવો થતો હોય, ચુંક મારીને ઝાડો આવતો હોય, અને પછી સફરો ખેંચાય ત્યારે આ દવા અપાય છે. આ દવા જુના દરદને માટે ઘણી ઉપયોગી છે.

**ફોસફરસ** અને **ફોસફરીક આસીડ** (Phosphorus & Phosphoric Acid) જ્યારે લાંબા વખતનો ઝાડો લાગુ પડેલો હોય, દુખ્યા વીના ઝાડો આવે તેમાં વગર પચેલો ખોરાક હોય, તથા ઝાડો દુરગંધી હોય; રાત્રીએ અને સવારમાં વધારે થાય ત્યારે અપાય છે.

**પોડોફીલમ** (Podophyllum) જ્યારે સવારમાં વહેલા ઝાડા આવતા હોય. એકદમ પથારીમાંથી ઉઠવાંની ફરજ પડતી હોય, દુખારા વગર પુષ્કલ ઝાડા થતા હોય અને આમલ (અમાન) બહાર આંવતી હોય ત્યારે અપાય છે.

**પલસેટીલા** (Pulsatilla) જ્યારે ચીકાસદાર (તેલવાલા) પદાર્થ ખાધા પછી નહી પચેલા ખોરાક સાથે લીલા ઝાડા આવતા હોય ત્યારે અપાય છે.

**વીરેટ્રમ એલબમ** (Veratrum Alb) જ્યારે ઘણા પસીના તથા દુખારા સાથે પુષ્કલ ઝાડા આવતા હોય અને ઝાડો પાણી જેવો એકદમ પુષ્કલ આવે ત્યારે અપાય છે.

## જુકણ, સુસ્તપણું (DROWSINESS.)

આ દરદમાં એકોનાઈટ, નક્ષમોસ્કેટા અને ઓપીઅમ (Aconite, Nux Moschata and Opium) વપરાય છે.

## મરડો (DYSENTERY.)

આ દરદમાં વારંવાર પેટમાં દુખાવા અને ખેચાણ સાથે થોડો પાતલો, જલસ (આમ) અથવા લોહી સાથે ઝાડો આવે છે.

**એકોનાઇટ** (Aconite) જ્યારે સરૂઆતમાં આ દરદ તાવની સાથે હોય, ચામડી સુકી ગરમ હોય, ઘણી બેચેની હોય, અને વારંવાર ખેંચ સાથે લોહીવાલો થોડો ઝાડો આવે ત્યારે અપાય છે.

**એલોઝ** (Aloes) જ્યારે દુંટીની આસપાસ જોકા મારતા હોય, ઝાડાની વખતે બેહોસી થાય, અને પેડુની ખેંચ સાથે વારંવાર લોહીવાલાં જળસનાં થોડાં ટીપાં પડતાં હોય ત્યારે અપાય છે.

**આરસેનીકમ એલબમ** (Arsenicum Alb) જ્યારે વાસ મારતો ઝાડો આવતો હોય, સફરામાં અગન થતી હોય અને ખેચાણ થતું હોય, બીછાનામાંઘણી બેચેની થતી હોય, ઝાડા આવ્યા પછી ઘણી નબળાઇ માલમ પડતી હોય ત્યારે અપાય છે. આ દવા જુના દરદમાં વપરાય છે.

**ઇપીકેક** (Ipecac) જ્યારે કાળો ઝાડો આવતો હોય, ઘણી ચુંક અને ખેંચ થતી હોય, વારંવાર ઉલટી અને બકારી થતી હોય અને સાંજે હાલતમાં વધારે બગાડો માલમ પડે ત્યારે અપાય છે.

**મરક્યુરીઅસ કોરેસાઇવસ** (Mercurius cor) આ દવા મુખ્ય છે. જ્યારે ઘણી, હેરાંન કરતી, ખેંચાતી કપાંઇ જતી ચુંક આવતી હોય,

સફરામાં ખેંચ અને અગન થતી હોય, પેસાબ ગરમ અને થોડો આવતો હોય, અથવા બંધ થયો હોય. વારંવાર ચોખા લોહી સાથે જલસવાલો ઝાડો આવતો હોય; અને છોકરાં ઝાડાની વખતે રોતાં હોય ત્યારે અપાય છે.

**સલફર** (Sulphur) જ્યારે ઝાડાની વારંવાર ખાયેસ થતી હોય, લોહી અને આમ (જલસ) પડતું હોય, અને ઝાડાની પછી ઘણી સખત ખેંચ લાંબા વખત સુધી થતી હોય ત્યારે અપાય છે.

**કોલોસીંથ** (Colocynth) જ્યારે પેટમાં ઘણોજ ચુથારો થતો હોય અને ઘણું જલસ અને લોહી પડતું હોય ત્યારે અપાય છે.

### અજીરણ (DYSPEPSIA OR INDIGESTION)

આ દરદમાં હોજરી અને આંતરડાંની હાલત બગડીને ભુખ મરી જાય છે. ખાધા પછી પેટમાં દરદ થાય છે ને ભાર માલમ પડે છે. પેટમાં પવનથી ગડબડ થાયછે, બકારી અને ઉલટી થાય છે, કોઈ વખતે પેટ કબજીઆત રહે છે ને કોઇ વખતે પેટ વધારે આવે છે, જીભ સફેત હોય છે, મોહડું વાસ મારતું હોય છે. હાંફણુ થાય છે, માથું ચઢે છે, દીલમા (હૃદય) બળે છે. અને પેટમાં ચુક આવે છે. આ દરદમાં દરદીને ખોરાક તરીકે દુધ કાંજી થોડું થોડું આપવું.

**ઉપાયો—બચાંને સારૂ** કેલકેરીઆકાર્બ, કેમોમીલા, લાઈકોપોડીઅમ, નક્ષવોમીકા, પલસેટીલા અને સલફર (Calcarea carb, Chamomilla, Lycopodium, Nux Vomica, Pulsatilla and Sulphur) વપરાય છે.

**મોટા માણસને સારૂ** એન્ટીક્રુડ, કાર્બોવેજી, બ્રાયોનીઆ એલ્બ લાઇકોપોડીઅમ, નક્ષવોમીકા,, પલસેટીલા અને સલફર (Anti Crud, Carb-vege, Bryonia alb, Lycopodium, Nux vomica, Pulsatilla and Sulphur) વપરાય છે.

**એન્ટીક્રુડ** (Anti-crud) આ દવા બચાંને સારૂ તેમજ મોટા માણસને સારૂ પણ વપરાય છે. જ્યારે પેટ ભરેલું માલમ પડતું હોય, પેટની કબજીઆત હોય તેમજ કોઈ વખતે પેટ આવતાં હોય, મોઢામાં કડવો સ્વાદ લાગતો હોય, બકારી અને ઉલટી થતી હોય ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ એલ્બ** (Bryonia Alb) જ્યારે ગરમીની રૂતુમાં અજીરણ થયું હોય; પેટની ઉપર દરદ થતું હોય, ખાધા પછી પેટમાં ભરાવો માલમ પડતો હોય, અથવા પેટ ઉપર પથર મુક્યો હોય તેમ માલમ પડતું હોય. ઘણો બંધકોશ હોય, પીળા પડવાળી જીભ હોય, અને ખાલી અને કડવા ઓડકાર આવે ત્યારે અપાય છે.

**કેલકેરીઆ કાર્બ** (Calcarea carb) જ્યારે લાંબા વખતનું અજીરણ હોય, માસ અને ગરમ ખોરાક જોવાથી સુગ લાગતી હોય, ઠંડો ખોરાક પસંદ આવતો હોય, ભુખ જતી રહેલી હોય, તરસ લાગતી હોય, ધોળી પીળાં પડવાલી જીભ હોય, ખોરાક લીધા પછી ઓડકાર આવતા હોય, પેટ ઘણુંજ કબજ હોય, નબળાં છોકરાંનો ઝાડો હોય, સવારમાં એક બાજુનું માથુ દુખતું હોય, અને કપાલે બહુજ પરસેવો થતો હોય, ત્યારે અપાય છે.

**કાર્બોવેજી** (Carbo vegetabilis) જ્યારે ઘણો વા છુટતો હોય, તથા સાથે ઝાડો થશે એમ લાગતું હોય, ખોરાકનો કંટાલો આવતો હોય, દુધ માફક નહીં આવતું હોય, અને પેઢુ ચઢયું હોય ત્યારે અપાય છે.

**કેમોમીલા** (Chamomilla) આ દવા બચ્ચાંને તેમજ મોટા માણુસને માટે ઉપયોગી છે. જ્યારે ઘણી તરસ લાગતી હોય, સુકી લાલ જીભ હોય, પીતના અથવા ખાટા ઓડકાર આવતા હોય, પેઢુ ફુલી આવેલું હોય, અને લીલા ઝાડા સાથે ચુંક આવતી હોય ત્યારે અપાય છે.

**ઇપીકેક** (Ipecac) આ દવા બચાંને જ્યારે બકારી ઉલટી અને ઝાડો થાય છે ત્યારે અપાય છે.

**લાઇકોપોડીઅમ** (Lycopodium) જ્યારે નબળાં માણુસોને નબળાઈથી અજીરણ થયું હોય, આંતરડાંમાં પવન હોય, પેઢું ચડેલું હોય, પેટ કબજ હોય, ભુખ થોડા ખોરાકથી મટી જતી હોય, પીશાબમાં ઈંટ રંગના રેતી જેવા રજકન માલમ પડે અને જ્ઞાનતંતુ (મન)ની નબળાઈ હોય ત્યારે આપવામાં આવે છે.

**નક્ષવોમીકા** (Nux Vomica) જ્યારે જીભના પાછલા અરધા ભાગપર પુશકલ થર હોય, ખોરાકમાં કંઈપણ સ્વાદ લાગતો ન હોય, થોડોજ ખોરાક ખાવાથી પેટ ચઢી આવતું હોય, ખાટા ઓડકાર આવતા હોય, ખાધા પછી પેટમાં દુખાવો થતો હોય, ખોરાક ખાધા પછી ઉલટી

થતી હોય, થોડી અથવા મુદલ ભુખ લાગતી ન હોય અને ઝાડાની કબજી-આત હોય ત્યારે અપાય છે.

**પલસેટીલા** (Pulsatilla) જ્યારે ધીમેથી ખોરાક પચતો હોય, ચરબી તથા ચીકાસવાલા પદાર્થો માફક આવતા ન હોય, ખાટા ઓડકાર આવતા હોય, ઝાડો થયો હોય અને પેટમાં ગડગડ થઈ ચુંક આવતી હોય ત્યારે અપાય છે.

**સલફર** (Sulphur) જ્યારે સહવારમાં વધારે અજીરણ માલમ પડતું હોય, સવારમાં ભુખ લાગતી હોય, વાસ મારતો સ્વાસ હોય, ઝાડાની કબજીઆત હોય અને હરસ જેવુ લાગતું હોય ત્યારે અપાય છે.

## કાનનાં દરદ (Ear Diseases)

જ્યારે કાનમાં દુખાવો કે ચસકા થાય છે ત્યારે (કેમોમીલા, પલ-સેટીલા અને એકોનાઈટ (Chamomilla, Pulsatilla and Aconite) વપરાય છે.

જ્યારે પરૂ રસી નીકલે છે ત્યારે બેલેડોના, હેપરસલફર, મરક્યુરીઅ-સ અને સીલીસીયા (Belladonna, Hepar Sulph, Mercurius and Silicea) વપરાય છે.

જ્યારે કાનની પછવાડે ફોલીઓ થઈ હોય ત્યારે (ગ્રેફાઈટીસ, સીલી-સીઆ અને સલફર (Graphites, Silicea and Sulphur) વ-પરાય છે.

જ્યારે થોડું સંભળાતું હોય ત્યારે બેલેડોના, કોસ્ટીકમ, કેલકેરીઆ કાર્બ, પલ્સેટીલા, અને સલફર (Belladonna, Causticum, Calcarea carb, Pulsatilla and Sulphur) વપરાય છે.

## ઉંઘમાં પેસાબ કરવી (Enuresis)

આ દરદ બચ્ચાંમાં સાધારણ છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે રાત્રીમાં ઘણી વખત પેસાબ થાય ત્યારે અપાય છે. બચાંને સારૂ.

**કોસ્ટીકમ** (Causticum) જ્યારે પીસાબ ઊંઘમાં અથવા ઉધરસ ખાતાં અથવા છીંક ખાતાં આવે છે ત્યારે અપાય છે.

**સીના** (Cina) જ્યારે કરમના જોરથી પેસાબ થાય ત્યારે અપાય છે.

**સલફર** (Sulphur) જ્યારે રાત્રીએ ઘણી પેસાબ થાય ત્યારે અપાય છે.

**તાવ** (FEVER), **સાદો ચાલુ તાવ** (SIMPLE CONTINUED FEVER)

આ તાવ ઘણી ગરમીમાંથી ઠંડીમાં કે ઘણી ઠંડીમાંથી ઘણી ગરમીમાં જવાથી અથવા ઘણું ખાધાથી, ઉસકેરણીથી, અથવા ક્રોધથી શરીર અથવા મનને અત્યંત થાકવી નાખ્યાથી થાય છે, આ તાવ થોડા વખતમાં નીકળી જાય છે.

**ચીન્હ,** આ તાવમાં તાઢ વાય છે, ઉલટી અને બકારી થાય છે, ભુખ જતી રહે છે, નાડ ભરેલી ઉતાવલી અને વારંવાર ચાલે છે. માથુ ઘણું દુખે છે, જીભ ઉપર ધોળો થર હોય છે, ઝાડાની કબજીઆત રહે છે. થોડો અને ઘેરા રંગનો પેસાબ આવે છે, આખા શરીર ઉપર ઘણું કલતર થાય છે, ચામડી ગરમ હોય છે, શરીરની ગરમી ૯૯° થી ૧૦૨° કે ૧૦૩° હોય છે, ને કોઇ વખતે તેથી પણ વધારે હોય છે. આ તાવ મોટા માણસો કરતાં બચ્ચાંમાં ઘણો થાય છે.

**ખોરાક** આ તાવમાં ખોરાક હલકો આપવો જોઈએ, કાંજી અને દુધ આપવું, જીભ ઉપર બરફના ભાગેલા નાના કડકા મુકવા, થંડા પાણીથી શરીરને લુછવું.

**એકોનાઇટ નેપ** (Aconite Nap) ઘણી ખરી વખતે આંજ દવા બસ છે. આ દવા જ્યારે નાડી ઘણી ઉતાવલી અને કડણ ચાલતી હોય અને શરીરમાં અગન થતી હોય ત્યારે વપરાય છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે માથુ, ચેહેરો, અને આંખો લાલ થઇ હોય, માથુ ઘણુ દુખતુ હોય, ગળામાં થોડો દુખાવો થતો હોય, ઊંગતી વખતે બેચેની હોય, અને બચું ચમકતું હોય ત્યારે અપાય છે.

**આરસેનીકમ એલ્બ** (Arsenicum alb) જ્યારે તાવ ઘણા લાંબા વખતનો અને નબળાઈ સાથે હોય ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ** (Bryonia) જ્યારે અવયવોમાં દરદ થતું હોય, માથું દુખતું હોય, અને હરફરથી વધારે દરદ થતું હોય, જીભ પીળી હોય, મોઢાંમાં બેસવાદ લાગતો હોય, તાવ સરદીથી અથવા ખાવાની ચુકથી આવતો હોય ત્યારે અપાય છે.

**જેલસેમીઅમ** (Gelsemium) જ્યારે તાવ સરદીથી આવતો હોય અને ઘણી બેચેની માલમ પડતી હોય ત્યારે અપાય છે.

**વીરેટ્રમ વીરીડી** (Veratrum Viride) જ્યારે તાવ ઘણોજ હોય, નાડી ભરેલી ઉતાવલી અને ધપકારા સાથે ચાલતી હોય, માથામાં દુખાવો થતો હોય, આંખે ઝાંખ (અંધારાં) માલમ પડતી હોય, અને ઘણી બેચેની માલમ પડતી હોય ત્યારે અપાય છે.

**કેમોમીલા** (Chamomilla) જ્યારે ગાલપર રતાશની સાથે ગરમી ઘણી હોય, દરદી એકદમ ચોંકી ઉઠતો હોય, મોઢાનો સ્વાદ કડવો હોય, ચુંક આવતી હોય અને ઝાડો થતો હોય ત્યારે અપાય છે. આ દવા મુખ્ય કરીને બચ્ચાંને માટે વપરાય છે.

**નક્ષવોમીકા** (Nux Vomica) જ્યારે ચામડી સુકી અને અગન બલતી હોય, ફેર આવતા હોય, સુકી અને સફેત જીભ હોય, તરસ ઘણી લાગતી હોય, પેટમાં દરદ થતું હોય, કબજીઆત માલૂમ પડતી હોય અને ચીરડાઉ સ્વભાવ હોય ત્યારે અપાય છે.

## સાદો તાહીઓ તાવ. (SIMPLE INTERMITTENT FEVER.)

આ તાવના ત્રણ તબક્કા અથવા લક્ષણ હોય છે,—ઠંડી, ગરમી અને પરસેવો, અને કોઈ વખતે આ ત્રણમાંની એક નીશાની હોતી નથી.

ઠંડીનો તબક્કો—ઠંડી કમરમાંથી પેઢામાંથી અથવા હાથપગમાંથી સરૂ થાય છે અને પછીથી ધીમે ધીમે આખા શરીરમાં ફેલાય છે. આ હાલત પા કલાકથી ત્રણ કલાક સુધી રહે છે.

ગરમીનો તબક્કો—માથામાં ઘણો દુખાવો થાય છે, નાડ ભરેલી મજબુત અને ઉતાવલી ચાલે છે. ચામડી ઉપર ગરમી અને અગન માલમ પડે છે, સુકી અને ગરમ જીભ હોય છે, ઘણી તરસ લાગે છે, આ હાલત ત્રણથી ચાર કલાક રહે છે.

પરસેવાનો તબક્કો–પહેલાં કપાલે ધીમે ધીમે થોડો પરસેવો થાય છે, માથાનો દુખાવો અને તરસ નરમ પડે છે અને તાવ બંધ પડી જાય છે. આ હાલત ત્રણથી પાંચ કલાક સુધી રહે છે.

તાવની સરૂઆતમાં દરદી સારો રહે છે પણ પછી તાવનો બીજો હુમલો થાય છે. એટલે હમેશાં તાવ આવે છે, તેને રોજીઓ તાવ કહે છે, બીજે દીવસે અને ત્રીજે દીવસે આવે છે તેને એકાંતરીઓ તાવ કહે છે અને દરેક ચોથે દીવસે આવે છે તેને ચોથીઓ તાવ કહે છે આ તાવને માટે મુખ્ય દવા કવીનાઇનસલ્ફ અને સીંકોના (Quinine Sulph, and Cinchona) છે. આ દવાના દસાઊંસના પહેલા નંબરમાંથી દરેક બે અથવા ત્રણ કલાકે બબે ગ્રેન આપવું.

**આરસેનીકમ** (Arsenicum Alb) આ દવા કવીનાઇનથી બીજા નંબરની છે. આ દવા ઉપલાં ત્રણ લક્ષણ અથવા તબક્કામાંનું એક લક્ષણ જણાતું નહી હોય ત્યારે તથા કવીનાઇન વધારે આપ્યુ હોય ત્યારે, વારંવાર અપાય છે. ઠંડી લાગતી ન હોય, ફક્ત ગરમીજ માલમ પડતી હોય ત્યારે પણ અપાય છે.

**ઇપીકેક** (Ipecac) આ દવા થોડો તાવ હોય ત્યારે અપાય છે, જ્યારે તાવ દરેક બીજે દીવસે આવતો હોય અને ગરમી અથવા ઠંડીની વખતે બકારી અથવા ઉલટી થતી હોય ત્યારે અપાય છે.

**જેલસેમીઅમ** (Gelsemium) જ્યારે તાવ દરરોજ આવતો હોય, થોડો વખત રહેતો હોય અને ત્રણે લક્ષણ જણાતાં હોય ત્યારે અપાય છે. આ દવા બચાંને માટે ઘણી ઉપયોગી છે.

**નેટ્રમમ્યુરીએટીકમ** (Natrum Muriaticum) આ દવા જુના તાવમા જ્યારે તાવ સવારમાં ૧૦ કે ૧૧ વાગે આવે છે ત્યારે ઉપયોગી છે.

**નક્ષવોમીકા** (Nux Vomica) આ દવા દરરોજ અથવા તો દરેક બીજે દીવસે પીતને લીધે અથવા અજીરણને લીધે તાવ આવતો હોય અને થોડી ખાંસી હોય ત્યારે અપાય છે.

**યુપેટોરીઅમ પરફોલીએટમ** (Eupatorium perfol) જ્યારે ઉલટીની સાથે તાવની વખતે હાડકાંની અંદર ઘણું દરદ થતુ હોય અને ઠંડીની પહેલાં તરસ લાગતી હોય ત્યારે અપાય છે.

**સીડ્રોન** ( Cedron ) જ્યારે તાવ ચોકસ વખતે આવતો હોય ત્યારે અપાય છે.

**એંટીમનીક્રુડ** ( Anti crud ) જ્યારે ગરમીના તબક્કાની વખતે ઉલટી થતી હોય, ખોરાક લેવાની રૂચી (ઇચ્છા) ન થતી હોય, ખટાસને માટે રૂચી થતી હોય, સફેત દુધ જેવી જીભ હોય, અને ઠંડી લાગ્યા પછી ગરમી સાથે એકાએક પરસેવો આવતો હોય ત્યારે અપાય છે.

**બેલેડોના, બ્રાઓનીઆ, કેલકેરીઆકાર્બ, કેમોમીલા, ઈગનેસીઆ, પલસેટીલા, રહુસ ટોકસ અને સલફર** (Belladonna, Bryonia, Calcarea-carb, Chamomilla, Ignatia, Pulsatilla, Rhus Tox and Sulphur) પણ આ તાવમાં ઉપયોગી છે.

## રોજીંદો તાવ ચાલુ તાવ. ( REMITTENT FEVER. )

આ તાવ તાઢીઆ તાવને ઘણોખરો મળતો આવે છે. પણ તાઢીઆ તાવની માફક આ તાવ ઉતરતો નથી પણ ચાલુજ રહે છે. અને માત્ર કોઈ વખતે ઓછો થાય છે. ઠંડી પછી ઘણોજ તાવ આવે છે ઉલટી થાય છે અને કોઇ વખતે કમળો થાય છે. હમેશાં સવારમાં થોડો તાવ હોય છે અને સાંજે વધારે હોય છે. આ તાવ ૧૪ થી ૧૫ દીવસ સુધી રહે છે પણ આ જાતના તાવનો હલકો હુમલો ૭ સાત દીવસમાં નરમ પડી જાય છે.

**ચીન્હ** (નીશાનીઓ) આ દરદમાં એકાએક ઠંડી લાગે છે તે અડધા કલાકથી એક કલાક સુધી રહે છે. બકારી (સુગ) થાએછે, ઉલટી થાએ છે, નાડી ૧૧૦ થી ૧૨૦ સુધી ચાલેછે, ઉતાવલે દમ ચાલે છે, માથાંની અંદર ઠોંસા મારતું દરદ થાય છે, બેચેની થાય છે, ઊંઘ જતી રહે છે, કમરમાં અને અવયવોમાં ઘણું દરદ થાય છે, થોડો પેશાબ આવે છે, શુકી પીળાશપર ચામડી હોય છે, જીભપર પીળો થરો હોય છે, પહેલી ઝાડાની કબજીઆત રહે છે, પછીથી ઝાડો થાય છે, જ્યારે તાવ સખત હોય છે ત્યારે ભેજાંની તાવ લાગુ પડે છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે ઉલટી સાથે ઘણી ઠંડી લાગતી હોય, માથાનો ઘણોજ દુખાવો હોય અને તાવ ઘણુ કરીને રાત્રીએ વધારે હોય ત્યારે અપાય છે.

**જલસેમીઅમ** (Gelsemium) જ્યારે ચહેરો લાલ અને ઉશ્કેરાયલા જેવો હોય, ઠંડી લાગતી હોય, સ્નાયુ (ગોટલા) ની નબળાઈ માલમ પડે, નાડી ભરેલી, જલદી અને નરમ ચાલતી હોય, અને માથામાં, કમરમાં અને અવયવોમાં ધીમો દુખાવો હોય ત્યારે અપાય છે.

**ઈપીકેક** (Ipecac) જ્યારે કોઠાની અંદર પવન ભરાયલો માલમ પડે, માથાનો દુખાવો હોય, જીભ પીળી કે સફેદ હોય, મોઢાંમાં કડવો સ્વાદ હોય, ઉલટી થતી હોય અને વારંવાર બકારી થતી હોય ત્યારે અપાય છે.

**મરક્યુરીઅસ** (Mercurius) જીભ ઉપર જાડો પીળા રંગનો થરો માલમ પડે. મોંમાં કડવો સ્વાદ હોય, ફીકો માટી જેવો ચહેરો હોય, અને પેટ અને કલેજાં ઉપર સોજો હોય ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ** (Bryonia) જ્યારે છાતીની અંદર દુખાવો માલમ પડે, જીભ ઉપર પાતલો થરો માલમ પડે, મોંઢાની અંદર કડવો સ્વાદ માલમ પડે, અને ઝાડાની કબજીઆત માલમ પડે ત્યારે અપાય છે.

**પલસેટીલા** (Pulsatilla) જ્યારે ધોળી જીભ હોય, કડવા ઓડકાર આવતા હોય, કડવી ઊલટી થતી હોય, ઠંડી લાગતી હોય, અને પાણીનો સોસ પડતો હોય ત્યારે અપાય છે.

**રસટોક્ષ** (Rhus Tox) જ્યારે નરમ ટાઈફોઈડ તાવની નીશાની માલમ પડે, ઝાડો થતો હોય, જીભ શુકી અને ભુરી હોય. તે સાથે હોઠ દાંત અને જીભ ઉપર ચાદાં જેવું માલમ પડે ત્યારે અપાય છે.

**બેપટીશીઆ** (Baptisia) જ્યારે પહેલા અઠવાડીઆં પછી ઘણી બેચેની માલમ પડે, સુકી જીભ હોય, મોઢું વાસ મારતું હોય, પેસાબ ઘેરા રંગનો થઇ ગયો હોય, પાતલાં વાસ મારતાં પેટ આવતાં હોય ત્યારે અપાયછે. આ દવા ટાઈફોઈડ તાવની શરૂઆતમાં અપાયછે.

**આરસેનીકમ એલ્બ** (Arsenicum Alb) જ્યારે ગળું સુકાઈ જાય, ઘણી તરસ સાથે બેચેની માલમ પડે, કાળો વાસ મારતો ઝાડો આવતો હોય ત્યારે અપાય છે.

**સીના** (Cina) જ્યારે દરદ કરમંના જોરથી થયું હોય ત્યારે વપરાય છે.

**ખોરાક**—આ દરદમાં દરદીને હલકો ખોરાક આપવો, તેમજ દુધ અને કાંજી આપવી.

## ટાઇફોઇડ તાવ ( TYPHOID FEVER )

આ દરદ ઘણું સખત છે, ને લાંબા વખત સુધી રહે છે, એટલે ત્રણ ચાર અઠવાડીઆં સુધી રહે છે. તે દરેક અઠવાડીઆની નીસાનીઓ નીચે પ્રમાણેછે :—

**પહેલું અઠવાડીયું.**—જરાજરા માંથું દુખેછે, જીભપર સફેદ થરો હોયછે, જીભની કોર લાલ હોયછે, બકારી થાયછે, લીલા રંગની ઊલટી થાયછે, પાતલો ભુરા રંગનો ઝાડો થાએ છે, નાડ ૧૦૦ ચાલેછે, તાવની ગરમી ૧૦૩ ડીગરી જેટલી હોયછે, સાતમે દીવસે ચામડીનો રંગ ગુલાબી થાયછે, પેશાબ થોડો થાય છે, અને થોડી ખાંસી થાયછે.

**બીજું અઠવાડીયું.**—ફીકો ચહેરો માલમ પડેછે, ગાલ સુકા ઉપસેલા માલમ પડેછે, જીભ લાલ થાયછે,—વટાણાના રસ જેવો ઝાડો થાયછે, નાડી ૧૦૦ થી તે ૧૧૦ સુધી ચાલેછે, શરીરની ગરમી ૧૦૩° થી તે ૧૦૪° સુધી હોયછે, પેડુની જમણી બાજુ દાબવાથી દુખાવો માલમ પડેછે, થોડી ખાંસી થાયછે, આંતરડાંમાં કાંણાં પડેછે, અને ઘણુંજ લોહી પડે છે.

**તીજું અઠવાડીયું.**—સનેપાત માલમ પડેછે, કાનમાં બહેરાસ માલમ પડેછે, જીભની ઉપર સુકા ભુરા રંગના પડ બાઝેછે, ઝાડાને રસ્તે ઘણું લોહી પડેછે, પેઢુંમાં ગડગડ જેવું થાયછે, નાડી ૧૨૦ થીતે ૧૪૦ સુધી ચાલેછે, ખાંશીની સાથે છાતીમાં દુખાવો થાયછે આ વખતે દરદી ભયમાં આવી જાયછે. આ અઠવાડીયાં પછી દરદી ઘણી વખતે સારો થાયછે. બીજા અઠવાડીઆની આખરે અને ત્રીજા અઠવાડીઆની સરૂઆતમાં દરદની ધાસ્તી રહેછે.

**સાધારણ સુચના**—જ્યાં હવાનો આવજાવ સારી રીતે થતો હોય તેવા ઓરડામાં દરદીને રાખવો જોઇએ. દીવસમાં એક બે વખત ફુકાં (નવસેકા) પાણીથી દરદીનું અંગ વાદલી (સ્પંજ) વડે લુછવું જોઇએ.

ખોરાક સંભાલથી આપવો. દુધનો ખોરાક એ દરદમાં ઊતમછે, દરેક બે ત્રણ કલાકે એક પ્યાલો (ગલાસ) ભરીને આપવું. જો દુધ

દરદીને માફક ના આવે તો તેમાં ચુનાનું પાણી અથવા બરફ નાખવું. તે છતાં પણ જો તે માફક ના આવે તો કાંજી અથવા તેવો બીજો પ્રવાહી (પાતળો) ખોરાક આપવો.

**બેપટીશીઆ** (Baptisia) જ્યારે નબળાઇ સાથે લાલ ચહેરો હોય, વીચાર શકતી ગુંચવાયલી હોય તે સાથે માથામાં ધીમો દુખાવો હોય, સુકી ભુરી જીભ, નાડ ભરેલી અને નરમ, શરીરની ગરમી અત્યંત વધેલી હોય ત્યારે આપવામાં આવેછે. આ દવા સરૂઆતમાં તથા તે પછી ઊપયોગીછે.

**બ્રાયોનીઆ** (Bryonia) જ્યારે ઘણું માથું દુખતું હોય, નીસાસા અને તાજગીજ થતી હોય તથા ઉંઘતી વખતે બેચેની થતી હોય, ચહેરો રાતો અને સુજેલો (ઉપસેલો, થોથરવાલો) હોય, રાત્રીએ અને દીવસે સનેપાંત થતો હોય, જીભ ઉપર પીળો થરો હોય, ઘણી તરસ અને ઉલટી હોય, હોજરીમાં દુખાવો હોય, ઝાડાની કબજીઆત હોય, અને થોડી ખાંસી હોય ત્યારે અપાય છે. આ દવા સરૂઆતમાં કામમાં આવેછે. પણ દરદીને ઝાડો થવા માંડે ત્યારે તે કામની નથી.

**મરકયુરીઅસ** (Mercurius) જ્યારે જીભ ઉપર નારંગી રંગનો થરો હોય, આખા પેઢુ ઊપર દુખાવો હોય, પુશકલ (ઘણાજ) મોટા ઝાડા આવતાહોય, તે ઝાડા કોઇ વખતે પ્રવાહી જેવા તો કોઇ વખતે તેમાં લોહી હોય; અને વાસ મારતો પરસેવો હોય ત્યારે કામમાં આવે છે.

**રસટોક્ષ** (Rhus Tox) જ્યારે સનેપાત તથા માથામાં દુખાવો હોય, સુકી ભુરા રંગની જીભ તથા તેની કોર લાલ રંગની હોય, અને હોઠ તથા જીભ ઊપસેલી (તેના ઉપર સોજા જેવું) હોય, ચામડી થોડી ભીનાસ પર હોય, ધ્રુજરી હોય, નબળાઇ હોય, ઘણીજ શકતી ઘટી ગઇ હોય, નાડી નબળી અને ધીમી હોય, પેઢુ ઉપસી આવેલું હોય, વારંવાર પોતાની મેળે ઘણા પીળા રંગના ઝાડા આવતા હોય, અને બલગમ સાથે ખાંસી હોય ત્યારે અપાય છે. આ દવા જ્યારે આ જાતનાં દરદમાં ઝાડો હોયછે ત્યારે ઘણી ઉપયોગી છે.

**આરસેનીકમ** (Arsenicum Alb) જ્યારે ઘણીજ થાક, ફીકો અને નખાઇ ગયેલો ચહેરો, સુકી અને ફાટ પડેલી જીભ હોય, મોઢુ ઉપસેલું હોય, (સોજો ચઢેલું) તથા પેઢુ ચઢી આવે, વારંવાર ઘણો વાસ મારતો ઝાડો થાય, બે માલુમ નાડી હોય, થોડો દમ (ધીમો સ્વાસ) હોય, ખોખરી

ખાંસી, વાસ મારતું મોઢું, અને પાતળા લોહી સાથના ઝાડા હોયેં ત્યારે અપાયછે. આ દવા બીજા અઠવાડીઆની આખરે અને ત્રીજામાં ઘણી ઉપયોગી છે.

**મ્યુરીએટીક આસીડ** (Muriatic Acid) આ દવા ઉપર જણાવેલી દવાઓના જેવીજ ઉપયોગી છે.

આ નીચે લખેલી પણ કામની છે.

**ઓપીઅમ** (Opium) જ્યાં ગરકરો (બેહોસ) અને છેલો દમ ચાલતો હોય ત્યારે અપાયછે.

**હાયોસીઆમસ** (Hyoscyamus) જ્યારે ગરકરો (બેહોસ) અને સનેપાત હોય ત્યારે આપવામાં આવેછે

**ટેરીબીનથીના** (Terebinthina) જયારે પેઢું ફુલેલું હોય અને ઝાડે લોહી પડતું હોય ત્યારે અપાય છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે જોરમાં સનેપાત હોયછે ત્યારે અપાયછે.

**ફોસફરસ** અને **એન્ટીમનીટાર્ટ** (Phosphorus and Anti Tart)·જ્યારે ફેફસાંનું દરદ માલમ પડેછે ત્યારે અપાયછે.

## મેજાંનો તાવ (Brain Fever)

આ દરદનો એકાએક હુમલો થાયછે, માથામાં ઘણોજ દુખાવો થાય છે, પુશકલ ઉલટી થાયછે, ઘણાજ દુખાવા સાથે પીઠની નસો ખેંચાય છે સનેપાત થાય છે. આ દરદ ઘણું ભયંકર છે ને ઘણું કરી અરધા અરધ દરદીનાં મરણ થાયછે.

**વીરેટ્રમવીર** (Viratrum Vir) આ રોગનો સખત હુમલો થયો હોય ત્યારે કામમાં આવેછે, ખસુસ કરીને જ્યારે મગજના બગડવાથી ઉલટી અને બકારી સાથે કપાલમાં ઘણો દુખાવો થતો હોય, નાડી જોરમાં ચાલતી હોય અને અંગ કમાનની માફક વળી જતું હોય ત્યારે આ દવા વપરાય છે.

**જેલસેમીયમ** (Gelsemium) જ્યારે માથાની પછવાડે ઘણો દુખાવો થતો હોય, મગજના રોગની થોડી અસર હોય તથા આ દરદ થોડું હોય અને ગોટલાની (મોટા તંતુની) શક્તી છેક જતી રહેલી માલમ પડે ત્યારે અપાય છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે આંખની કીકી મોટી થઇ હોય, આંખો અને ચહેરો લાલ થયાં હોય, થોડો અથવા ઘણો સનેપાત હોય અને ઘણું માથું દુખતું હોય ત્યારે આ દવા અપાય છે.

**રસટૉક્સ** (Rhus tox) જ્યારે ઉપરના દરદ સાથે ટાઇફોઇડ તાવ હોય ત્યારે અપાય છે.

**ઓપીઅમ** (Opium) જ્યારે ગરકો (બેહોસપણું) થયો હોય ત્યારે અપાય.

**ક્રોટેલસ, કેનાબીસઇન્ડીકા, સીક્યુટાવીરોસા, હાયોસીઆમસ, બેપ્ટીશીઆ, સ્ટ્રેમોનીઅમ,** (Crotalus; Cannabis Indica, Cicuta Vir; Hyoscyamus, Baptisia and Stramonium.) પણ વપરાય છે.

**રીલેપસીંગ ફીવર (જે હાલતમાં તાવ શરૂ થતો હોય તે હાલત લંબાવનારો તાવ)**Relapsing Fever

આ તાવમાં **બેપટીશીઆ, બ્રાયોનીઆ, આર્સેનીકમ એલ્બ, યુપેટોરીએમ પરફોલીએમ, નક્સવોમીકા, મરક્યુરીઅસ કોરોસાઇવસ, કેન્થારીસ, ઓપીઅમ હાયોસીઆમસ** ઇત્યાદી (Baptisia, Bryonia, Arsenicum Alb, Eupatorium Perfol, Nux-Vomica, Mercurius Cor, Cantharis, Opium, Hyoscyamus &c.,) વપરાય છે.

**યેલો ફીવર** (પીળો તાવ) YELLOW FEVER.

આ દરદ આ દેશમાં સામાન્ય નથી. આ તાવમાં દરદીને ઘણી બ-કારી થાય છે. કપાળ દુખે છે, ઘેરા પીળા રંગની ચામડી થઈ જાય છે. આ તાવની શરૂઆતના ત્રીજા દીવસ પછી કાળારંગની ઉલટી થાય છે. પેશાબ બંધ પડે છે. તાવ ઘણોજ આવે છે. આ તાવમાં પણ ત્રણ તબકા છેઃ—

**પેહેલો તબકો.—કેમફર, એકોનાઇટ નેપ બેલેડોના** (Camphor, Aconite Nap and Belladonna) વપરાય છે.

**બીજા તબકામાં બ્રાયોનીઆ, વીરેટ્રમ વીરડીની ને જેલસેમીઅમ** (Bryonia, Veratrum Vir. and Gelsemium) વરાય પછે.

**ત્રીજા તબકામાં—આરસેનીકમ એલ્બ, લેકેસીસ ને ક્રોટેલસ** (Arsenicum Alb, Lachesis and Crotalus.) વપરાય છે.

## ટાઇફસ (Typhus.)

આ તાવ ઘણો ઉડતો છે. તે આ દેશમાં ઘણો સાધારણ નથી. આ તાવમાં ચૌદમા દીવસે દરદીની હાલત માઠી થાય છે ત્યાં સુધી આ તાવમાં અતીશય ગરમી ચાલુ રહે છે. શરૂઆતમાં સનેપાત થાય છે. અને છાતી ઉપર રાતા રંગની ઝીણી ફોલીઓ માલમ પડે છે, તે ફોલીઓ તાવ રહેતાં સુધી રહે છે.

**બેપ્ટીશીઆ** (Baptisia)—જ્યારે શરૂઆતમાં ઘણો તાવ હોય છે ત્યારે અપાય છે.

**ફોસફરસ અને ફોસફરીકએસીડ** (Phosphorus and Phosphoric Acid) જ્યારે મનશક્તી ઘણી નબળી માલમ પડે, અંગમાં જુજ તાવ રહેતો હોય, પેઢું ચઢેલું રેહેતું હોય, પ્રવાહી ઝાડા થતા હોય, ધુમાડા રંગનો (ઝાંખી રંગનો) પેશાબ આવતો હોય, અને પશીનો થતો હોય ત્યારે આપવામાં આવે છે.

**જેલસેમીઅમ** (Gelsemium) જ્યારે અચાનક ધુંધવાઈને તાવ આવે ત્યારે અપાય છે.

**બેલોડોના અને હાયોસીઆમસ** (Belladonna and Hyoscyamus) જ્યારે સનેપાત હોય છે ત્યારે અપાય છે.

**ઓપીઅમ** (Opium) જ્યારે ઘણો સનેપાત હોય, બહુ દમ ચાલતો હોય અને દરદી હમણા મરી જશે એવું માલમ પડતું હોય ત્યારે વપરાય છે.

**રસ ટોક્સ ને આરસેનીકમ એલ્બ** (Rhus Tox and Arsenicum Alb)—જ્યારે ઘણો દસ્ત થતો હોય ત્યારે અપાય છે.

**મ્યુરીએટીક એસીડ, કાર્બોવેજી અને વીરેટમ એલ્બ** (Muriatic Acid, Carbo Vege and Veratrum Alb)—આ દવા પણ ઉપરના રોગ માટે ઘણી સારી છે.

**ઇરપટીવ ફીવર** (ફુટી નીકળતા તાવ) (ERUPTIVE FEVER.)

(૧) **મીઝલ્સ** (**ઓરી અથવા ગોવરૂં** Measles) આ દરદ ચેપી છે. તે બચ્ચાંમાં સાધારણ છે. આ દરદમાં અંગમાં સુસ્તી માલમ પડે છે, શરીરમાં ઠંડી માલમ પડે છે, તાવ આવે છે, ગળામાં દુખાવો પેદા થાય છે. સુકી ખાંશી થાય છે. આંખની કીકી ચઢી આવેછે. આંખમાંથી પાણી નીકળે છે. અજવાળું જોવાઈ શકાતુ નથી. છીંકો આવે છે, સુસ્તી થાયછે. ચામડી ઘણી ગરમ થાયછે અને ચોથે દીવસે કીરમજી રંગની ફોલીઓ (દાણા) ઉપસી આવે છે અને સાતમે દીવસે જતી રહેછે. ચામડી ઉપર નાની ફોલીઓ જેવા ડાઘા જણાય છે. એ દરદ જો બીજા દરદની જોડે જોડાયલું નથી હોતું તો જલદી મટી જાય છે.

**એકોનાઈટ નેપ** (Aconite Nap) જ્યારે ગરમ ચામડી હોય, આંખો રાતી હોય, અજવાળામાં જોઈ શકાય નહીં, રાત્રીએ જરાક ખાંશી થતી હોય, ત્યારે વપરાય છે. આ દવાથી ઘણા ખરા દરદી સારા થાય છે.

**જેલસેમીઅમ** (Gelsemium)–જ્યારે ફોલીઓ (દાણા) થોડીજ માલમ પડે ત્યારે વપરાય છે.

**પલસેટીલા** ( Pulsatilla) જ્યારે આંખો લાલ હોય, અજવાળામાં આંખમાંથી પાણી નીકળતું હોય, નાકમાંથી જાડો પીળો પ્રવાહી પડતો હોય, ખાંશી થઈ હોય, પેટની અંદર ગડગડાટ થતો હોય ત્યારે અપાય છે.

**યુફ્રેશીઆ** (Euphrasia) જ્યારે આંખની અંદરથી ગરમ પાણી નીકળતું હોય અને નાકમાંથી ઘણું પાણી નીકળતું હોય ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ** (Bryonia) જ્યારે ફોલીઓ થોડી હોય, છાતીમાં ઠપકા મારતા દરદની સાથે સુકી ખાંશી હોય, અને મુશ્કેલાઈમી દમ લેવાતો હોય ત્યારે આ દવા વપરાય છે.

**ઇપીકેક** (Ipecac) જ્યારે ઉલટી અને બકારી સાથે ફોલીઓ બેસી ગઇ હોય, છાતીની અંદર ખોખરો અવાજ થતો હોય ત્યારે અપાય છે.

**ફોસફરસ અને એન્ટીટાર્ટ** (Phosphorus and Anti Tart જ્યારે ખાંશી અથવા ન્યુમોનીઆ (ફેફસાના બીગાડથી થયેલો રોગ) હોય ત્યારે અપાય છે.

**રસ ટૉક્સ** (Rhus Tox) જ્યારે થોડો તાવ અને સુકી ભુરી જીભ હોય ત્યારે અપાય છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે માથામાં લોહી ચઢ્યું હોય અને ગલામાં દુખતું હોય ત્યારે વપરાય છે.

**મરક્યુરીઅસ** (Mercurius) જ્યારે ગ્લેન્ડયુલર (એક જાતની શરીરમાંની ગાંઠો) ગાંઠો સુજી આવતી હોય, ચાંદાં પડયાં હોય અને મરડો થયો હોય ત્યારે અપાય છે.

**ચેતવણી**—દરદીને સારી હવાવાળા ઓરડામાં રાખવો જોઇએ. શરદીવાળી હવા ન આવવી જોઈએ. છાતી બરાબર ઢાંકી રાખવી જોઇએ. ખાવા માટે દુધ કાંજીને સેરવો આપવો.

## (અછબડા) ચીકન પૉક્સ CHICKEN POX)

આ દરદ ચેપી છે અને ઘણું ખરૂં સાત વરસની અંદરનાં છોકરાંને થાય છે. તાવની ગરમી કવચીતજ સો (૧૦૦) ડીગ્રીથી વધારે હોય છે. તે તાવ પાંચથી તે સાત દીવસ સુધી રહે છે. શરીર ઉપર ભાંગનાં બીઆં જેવડી ફોલ્લીઓ (દાણા) નીકળે છે. આ દરદમાં દવાની જરૂર નથી, પણ જો જરૂર પડેતો થોડી દવાઓ આપવી. ખોરાક ઉપર સારૂં ધ્યાંન આપવું. ખોરાકને માટે દુધ આપવું.

**રસટૉક્સ** અને **એકોનાઇટ** (Rhus Tox and Aconite Nap) જ્યારે તાવ હોય છે ત્યારે અપાય છે.

**એપીસ** ( Apis )–જ્યારે ફીર લાગે ત્યારે અપાય છે.

**બેલેડોના** (Belladonna)–જ્યારે માથામાં દુખાવો હોય અને ગળામાં દુઃખાવો હોય ત્યારે અપાય છે.

**મરક્યુરીઅસ** (Mercurius)-જ્યારે એ ફોલ્લીઓ (દાણા) ફુટે છે ત્યારે અપાય છે.

## બળીઆ કાકા, સીતળા, માતા, સહીઅર (SMALL POX)

આ ઘણો ચેપી અને ભયંકર રોગ છે. તે આ દેશમાં સાધારણ છે. ને તે ઘણું કરીને ગરમ રૂતુમાં થાય છે. પહેલાં દરદીને ઠંડી વાય છે

ભુખ જતી રહે છે. બકારી થાય છે. ઉલટી થાય છે. માથું દુખે છે. કમર દુખે છે. ગળામાં દુ:ખે છે અને ત્રીજે દીવસે લાલ રંગની બાજરીના દાણા જેવડી અથવા તો ટાંચણીના માથા જેવડી ફોલ્લીઓ શરીર ઉપર ફુટી નીકળે છે. અને તાવ થોડો ઘટે છે અને ચોથે દીવસે તે ફોલ્લીઓ ઘેરા લાલ રંગની થાય છે. છઠ્ઠે દીવસે ફોલ્લીઓ ઉપસીને જરા પોકળ થાય છે અને સાતમે કે આઠમે દીવસે તે ફોલ્લીઓ પુર્ણ હાલતમાં આવે છે અને વટાણાના દાણા જેવડી થાય છે. આઠમે કે નવમે દીવસે ફોલ્લીઓ ઝરે છે અને દસમે દીવસે દરદીને ઘણોજ તાવ આવે છે. ચહેરો સુજી આવે છે અને શરીર ઉપર ચુંટ આવે છે. અગીઆરમે કે બારમે દીવસે ફોલ્લીઓ ફુટે છે ને કરમાઈ જાય છે અને તે ઉપર પોપડા (ભીંગડાં) બંધાય છે. જો દરદીની હાલત બગડેલી ન હોય તો પછી દરદી ધીમે ધીમે સુધરતો જાય છે. આ દરદના ત્રણ વિભાગ છે.

જ્યારે ફોલ્લીઓ છુટી છુટી હોય છે ત્યારે દરદનો ભય રહેતો નથી.

જ્યારે ફોલ્લીઓ ખીચોખીચ હોય છે ત્યારે એક બીજા સાથે મળી જઈ કેટલીક વખતે દરદીનું મરણ નીપજાવે છે

જ્યારે તે ફોલ્લીઓનો રંગ કાળો હોય છે ત્યારે ખસુશ કરીને દરદીનું મરણ નીપજે છે.

**વેક્શીનીનમ** (Vaccininum) આ દવા આ દરદને માટે ઘણી સારી છે.

**બેપટીશીઆ, હાઈડ્રાસ્ટીસ,** અને **સલફર** (Baptisia, Hydrastis and Sulphur) પણ વપરાય છે.

**બેપટીશીઆ, બેલેડોના અને વીરેટ્રમવીરીડી** (Baptisia, Belladonna and Veratrum Viride) આ દવા પહેલી હાલતમાં (શરૂઆતમાં) અપાય છે.

**વેકસીનીનમ, એન્ટી ટાર્ટ** અને **થુજા** (Vaccininum, Anti Tart and Thuja) જ્યારે ફોલ્લીઓ (દાણા) ફુટી નીકળે છે ત્યારે અપાય છે.

**મરક્યુરીઅસ** અને **લેકેસીસ** (Mercurius and Lachesis) જ્યારે રસી નીકળે છે ત્યારે અપાય છે.

**બેપટીશીઆ** (Baptisia) જ્યારે શરૂઆતમાં તાવ હોય છે ત્યારે અપાય છે.

**વીરેટ્રમ વીરીડી** (Veratrum Viride) જ્યારે ઘણો તાવ અને કમરમાં દુઃખાવો હોય છે ત્યારે અપાય છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે માથાના અને ગળાના દુઃખાવાની નીશાનીઓ અને સનેપાત થાય ત્યારે અપાય છે.

**એન્ટી ટાર્ટ** (Anti Tart) આ દવા ફોલ્લીઓ હોય છે ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ, ફૉસફરસ, અને એન્ટી ટાર્ટ** (Bryonia Alb, Phosphorus and Anti Tart)—જ્યારે આ દરદમાં ફેફસામાં બીગાડ થયો હોય ત્યારે અપાય છે.

**લેકેસીસ અને રસ ટૉક્સ** (Lachesis and Rhus Tox) આ દવા પરૂ નીકળતી હાલતમાં જ્યારે ટાઇફૉઇડ ચીન્હ હોયછે ત્યારે અપાયછે.

**ચેતવણી**—દરદીને સારી હવાવાળા ઓરડામાં રાખવો જોઇએ. શરીર વાદળાંથી નવશેકાકુગા પાણીથી લુછવું. ફોલ્લીઓ (દાણા) ફુટયા પછી ગરમ પાણીમાં થોડું કારબોલીક એસીડ નાખીને તેવડે દરદીના અંગને ત્રીજે ચોથે દીવસે હલવે હલવે ધોવું. તે ઉપર ઘી તેલ જેવા પદાર્થ લગાડવાથી ફાયદો થાય છે. ખોરાકમાં રાંધેલા ચોખા અને થંડુ દૂધ આપવું. જે મનુષ્ય માસખાતા હોય તેને ત્રણ ચાર દીવસ પછી ચીકનને અથવા મટનને સેરવો અને બેદાંની દાલ દૂધમાં મેળવીને દૂધ સાથે અવારનવાર આપવું. પાણી પીવાને પણ છુટથી આપવુ.

## લાલ તાવ (SCARLET FEVER)

એકોનાઇટ, બેલેડોના, રસટૉકસ (Aconite Nap, Belladonna and Rhus Tox) આ દવા આ જાતના સાધારણ દરદમાં અપાય છે.

એપીસ, મરક્યુરીઅસ, આયોડીઅમ, એમોનીઅમકાર્બ, એસીડમુરીએટીક અને લેકેસીસ (Apis, Mercurius, Iodium, Ammonium Carb, Acid Muriatic and Lachesis,) જ્યારે આ દરદમાં ગળામાં દુખાવો હોય છે ત્યારે અપાય છે.

એલનટસ, આરસેનીકમ એલ્બ, કુપ્રમએસેટમ અને રસટૉસ (Ailantus, Arsenicum Alb, Cuprum Acet and Rhus Tox) જ્યારે ગળાની અંદર બહુજ દુખતું હોય ત્યારે અપાય છે.

## સાંધાઓને દરદ આપતો તાવ. શરીરમાં કળતર આપતો તાવ.

(RHEUMATIC FEVER.)

આ દરદમાં બેચેની થાય છે. તાવ આવે છે. સાંધાઓ (અવયવો) અડી જાય છે અને તેમાં દરદ થાય છે. આ ચીન્હ સરદીમાં રહેવાથી થાયછે. પછી ધીમે ધીમે મોટા સાંધાઓ ઉપર સોજો ચહડે છે અને ઘણો તાવ આવે છે. આ દરદમાં સાધારણ તાવની ગરમી ૧૦૨° હોય છે પણ ખ-રાબ હુમલામાં ૧૦૪° થી ૧૦૫° રહે છે, અને ઘણીજ ભયભરેલી સ્થીતીમાં ૧૧૦° થી ૧૧૧° રહે છે. આ દરદમાં ઉંઘ આવતી નથી. સાંધાઓમાં ઘણુંજ દરદ થાય છે. ચામડી ઉપર ઘણોજ પરસેવો વળે છે અને તે પસીનો વાસ મારે છે. નાડી ભરેલી ચાલે છે. ઝાડો કબજ રહે છે અથવા કોઇવાર ઝાડા થાય છે. જીભ ભીનાશ પર હોય છે, પણ તે ઉપર વાઢીઆ (કાપા) પડેલા હોય છે, પેશાબ થોડો થાય છે પણ તેનો રંગ ઘેરો હોય છે, અને દીલ (હૃદય) ને નુકસાન પહોંચવાથી તેમાં દરદ થાય છે.

**એકોનાઇટનેપ** (Aconite Nap) જ્યારે નાડી ભરેલી અને મજ-બુત ચાલે, ઘણી તરસ લાગે અને બેચેની માલમ પડે ત્યારે અપાયછે. આ દવા ઘણુંકરીને જ્યારે મોટા સાંધાઓ ઉપર સોજો ચહડયો હોય ને લાલ થયા હોય અને તેના ઉપર જરીક પણ હાથ લાગ્યાથી દરદ થતું હોય ત્યારે વપરાયછે.

**બ્રાયોનીઆએલ્બ** (Bryonia Alb) જ્યારે સાંધાઓ ઉપર સોજો ચહડયો હોય, હરફર કરવાથી ઘણુંજ દરદ થતું હોય ત્યારે અપાય છે. આ દવા એકોનાઇટ પછી સારી અસર કરે છે.

**રસટોકસ** (Rhus Tox) આ દવા જ્યારે ઘણી બેચેની માલમ પડતી હોય, સાંધાઓ લાલ થયા હોય, સુઝી આવેલા હોય, તેમાં ઘણુંજ દરદ થતું હોય, અગન બળતી હોય, પડી રહેવાથી વધારે દરદ થતું હોય, હરફરથી સારૂં લાગતું હોય ત્યારે અપાય છે. આ દવા ઘણું કરીને જ્યારે ભીના (થંડા પાણીમાં) રહેવાથી નીચેના ભાગો ઉપર દરદ થાય છે ત્યારે વપરાય છે.

**મરક્યુરીઅસ** (Mercurius) જ્યારે ઘણો તાવ હોય, એક સાંધા ઉપર સોજો ચહડયો હોય, તેમાં ઉંડાણમાં ફાડી નાખતું દરદ થતું હોય,

ઘણી અગન બળતી હોય, રાત્રીએ ઘણું દરદ થતું હોય, પરસેવાનો વાસ ખાટો હોય, મોઢું વાસ મારતુ હોય અને જીભ ઉપર પીળો થર બાઝયો હોય ત્યારે અપાય છે.

**પલસેટીલા** (Pulsatilla) જ્યારે થોડા તાવની સાથે દરદ એક ભાગથી બીજા ભાગમાં ફરતું માલમ પડે, દરદનું જોર ઘણું હોય અને દરદવાળા ભાગ ઉપર ઘણો સોજો ન હોય અને ઘણી રતાશ ન હોય ત્યારે અપાય છે.

**કોલોફાઈલમ** (Caulophyllum) જ્યારે કાંડામાં, આંગળીઓના સાંધામાં અને નાના સાંધાઓમાં દરદ થતું હોય ત્યારે વપરાય છે.

**એકટીઆ રેસીમોસા** (Actæa Racemosa) આ દવા જ્યારે કમરની નીચેથી તે પગ સુધીના ગમે તે સાંધા ઉપર દરદ થતું હોય ત્યારે અપાય છે. સ્ત્રીઓને જો આ દરદ ગર્ભસ્થાનના દરદ સાથે થયું હોય ત્યારે આ દવા ઉપયોગી છે.

**સ્પાઈજીલીઆ** (Spigelia) જ્યારે આ દરદથી દીલ (હૃદય) ઉપર અસર થાય છે ત્યારે અપાય છે.

**ચેતવણી**—સુજેલા અને દરદવાળા ભાગ ઉપર રૂ લગાડવું. સઘળી જાતના દારૂ ને ખટાસવાળા પદાર્થ આપવા નહીં. લેમોનેડ હરકત કરતો નથી.

## જુનો સંધી વા.

(CHRONIC RHEUMATISM)

આ દરદમાં બ્રાયોનીઆએલ્બ, રસટૉકસ, રોડોડેનડ્રાન, લેડમપલસ્ટર, પલસેટીલા, ડલકામારા, મરકયુરીઅસ, અને સલફર (Bryonia Alb, Rhus Tox, Rhododendron, Ledum Palustre, Pulsatilla, Dulcamara, Mercurius and Sulphur) વપરાય છે.

## ખોરાકથી થતા રોગ (SUFFERING FROM FOOD)

બ્રાયોનીઆ એલ્બ, નક્ષ વોમાકા, અને પલસેટીલા, (Bryonia Alb, Nux Vomica and Pulsatilla) જ્યારે રોટલી ખાધાથી દરદ થતું હોય ત્યારે અપાય છે.

એન્ટીક્રુડ, ઇપીકેક, અને પલસેટીલા (Anti Crud, Ipecac, and Pulsatilla,) જ્યારે માંખણ અને ઘી ખાવાથી દરદ થતું હોય ત્યારે આપાય છે.

કારબો વેજી ( Carbo Vege ) જ્યારે માંસ ખાવાથી દરદ થાય ત્યારે આપાય છે.

આરસેનીકમ એલ્બ, ચાઇના અને સેપીઆ (Arsenicum Alb, China and Sepia)જ્યારે દુધ ખાવાથી દરદ થતું હોય ત્યારે અપાય છે.

ઇપીકેક અને પરસેટીલા (Ipecac and Pulsatilla ) જ્યારે મીઠાઇ ખાધાથી દરદ થતું હોય ત્યારે વપરાય છે.

બ્રાયોનીઆ એલ્બ અને ચાઇના, ( Bryonia Alb and China જ્યારે ફળફળાદી ખાવાથી દરદ થાય છે ત્યારે અપાય છે.

## ફેર, ચકરી ( GIDDINESS )

**બેલેડોના** (Belladonna) જ્યારે ચકરી આવવાથી ચતું પડી જવાય ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ એલ્બ**. ( Bryonia Alb ) જ્યારે ખુરસી ઉપરથી ઉઠતી વખતે અને ચાલતી વખતે ચકરી આવેછે ત્યારે અપાય છે.

**કોક્યુલસ** ( Cocculus ) જ્યારે માથામાં ને ચહેરામાં ગરમી સાથે ફેર આવતા હોય અને ગાડીમાં જતાં આવતા ફેર આવતા હોય ત્યારે અપાય છે.

**નક્ષ વોમીકા** ( Nux Vomica ) જ્યારે સવારમાં ખાધાપછી ફેર આવતા હોય, મનને મહેનત આપવાથી અને દારૂ પીવાથી ફેર આવતા હોય ત્યારે અપાય છે.

**ફોસફરસ** ( Phosphorus ) જ્યારે સવારમાં ઉઠયા પછી માથાંના દુખાવા અને આંખની ઝાંક સાથે ચકરી આવતી હોય ત્યારે અપાય છે.

**ટેબેકેમ** ( Tabacum ) જ્યારે એવી ચકરી આવે કે દરદીથી ઉભું રહેવાતું ન હોય ત્યારે અપાય છે.

## ગાંઠોનું દરદ. ( GLANDS IN GENERAL)

આ દરદમાં બેલેડોના, આયોડીઅમયો, મરકયુરીઅસ આયોડેટસ, અને રસ ટોકસ; (Belladonna Iodium, Mercurius Iodatus and Rhus Tox ) વપરાય છે.

**કોનીઅમ અને સ્પન્જીઆ** ( Conium and Spongia ) જ્યારે ગાંઠ ઠંડી અને કઠણુ હોય ત્યારે અપાય છે.

**એકોનાઇટ નેપ** અને **બેલેડોના** (Aconite Nap and Belladonna ) જ્યારે ગાંઠા ઉપર સોજો આવે અને આગ બળતી હોય ત્યારે અપાય છે.

**આરસેનીકમ એલ્બ, હેપર સલફર, મરકયુરીઅસ** અને **સીલીશીઆ**, (Arsenicum Alb, Hepar-Sulphur, Mercurius and Silicea) જ્યારે ગાંઠમાંથી રસી નીકળે છે ત્યારે વપરાય છે.

**બેલેડોના, આયોડીઅમ, નાઇટ્રીક એસીડ અને સ્પન્જીઆ** ( Belladonna, Iodium, Nitric Acid and Spongia )જ્યારે ગાંઠ ચઢી આવે છે ત્યારે અપાય છે.

## અવાળાં ફુલવાં, દાતના પારાનું ચઢી આવવુ (GUM-BOIL)

**બેલેડોના**, **હેપર સલફર** અને **મરકયુરીઅસ.** ( Bella donna, Hepar Sulphur and Mercurius ) જ્યારે અવાળચઢી આવેછે ત્યારે વપરાય છે.

**કાર્બો વેજી** અને **ફોસફરીક આસીડ.** ( Carbo Vege and Phosphoric Acid ) જ્યારે અવાળાંમાંથી લોહી નીકળે છે ત્યારે અપાય છે.

## હરસ, મસા, બાવસીર ( HEMMORRHOIDS OR PILES)

આ દરદમાં સફરાના (ઝાડાના) માર્ગ અંદર એક અથવા વધારે મસાથાય છે. ઝાડો કરતી વખતે કાંસીને ( કરાંજવાથી ) જોર કરવાથી બાહાર નીકળે છે, અને કોઇ વખતે થોડું ઘણું લોહી પડેછે. ઝાડાના માર્ગમાં દરદ થાયછે. કમર દુઃખેછે. ઘણું લોહી જવાથી દરદી દુબળો થઇ જાયછે. દરદીનો ચહેરો ઉતરી જાયછે, અને ઝાડો આવતી વખતે અંદરના હરસ બાહાર નીકળે છે.

**એસકલસ હીપ** ( Aesculus Hip ) જ્યારે રાતા ધેરા રંગનું લોહી પડતું હોય, ખરજ (ફીર) અગન સાથે ઘણુજ દરદ થતું હોય, થોડું લોહી પડતું હોય, કમરમાં ઘણોજ દુઃખાવો થતો હોય, તે દુઃખાવો થાપા સુધી લાગતો હોય, ઝાડો કઠણ અને સુકો આવતો હોય, ઝાડો ઘણીજ મુસીબતથી ઉતરતો હોય, ઝાડો થયા પછી ઝાડાના માર્ગમાં દરદ થતું હોય, અને કોઈ કોઈ વખતે ઝાડો નરમ ઉતર-તો હોય ત્યારે અપાય છે.

**હેમેમેલીસ** (Hamamelis) જ્યારે ઘણું લોહી જતું હોય, કમરની નબળાઇ માલમ પડતી હોય, કમર હમણાં ભાગી જશે એમ માલમ પડતું હોય, અને કાળા રંગનું ઘણું લોહી જતું હોય ત્યારે અપાય છે.

**એલોઝ** ( Aloes ) જ્યારે કાળા રંગનુ લોહી જતું હોય, મસા જથાબંધ હોય, સફરામાં ચાલુ દરદ થતુ હોય, ઘણી અગન અને ગરમી માલમ પડતી હોય, ઠંડા પાણીથી આરામ માલમ પડતો હોય, અને સોજો ચહડયો હોય ત્યારે અપાય છે.

**કોલીનસોનીઆ** (Collinsonia) આ દવા જે મસામાંથી લોહી નીકળે છે તેવા મસામાં અથવા જેમાંથી લોહી નથી નીકળતું તેને માટે અપાય છે. તેમજ સફરામાં દરદ થતું હોય, હંમેશાં ઝાડાની ઘણીજ કબજી આત રહેતી હોય, ઝાડો ખુલ્લા રંગનો આવતો હોય અને આ દરદની સા-થે મુત્ર માર્ગનો બીગાડ થયો હોય ત્યારે આપવામાં આવે છે.

**નક્ષવોમીકા** (Nux Vomica) આ દવા લોહી નીકળતા અથવા ન નીકળતા મસા ઉપર વપરાય છે. તેમજ બેસી રહેવાની ટેવથી મસા થયા હોય, દારૂના ઘણા ઉપયોગથી થયા હોય, ઘણી અગન બળીને મસા બાહાર નીકળતા હોય, કમરની અંદર ફાડી નાખતું દરદ થતું હોય અને હમેશાં ઝાડાની કબજીઆત રહેતી હોય ત્યારે વપરાય છે.

**સલફર** (Sulphur) જ્યારે મસામાં અગન બળતી હોય, લોહી નીકળતું હોય, મસા વારંવાર બાહાર નીકળતા હોય, સફરામાં અથવા બાહાર સોજો ચહડયો હોય, નરમ અથવા લોહીવાળા ઝાડા પછી સફરામાં ફીર (ખરજ) થાય, ખેંચ થતી હોય, એક વખતે ઝાડાની કબજીઆત હોય અને બીજી વખતે ઝાડાનીવાટે લોહી પડતું હોય ત્યારે અપાય છે.

**એકોનાઇટ નેપ** ( Aconite Nap ) જ્યારે સોજો માલમ પડે ત્યારે અપાય છે.

**પોડોફાઇલમ** (Podophyllum) જ્યારે પીતવાળા દરદીઓમાં સખરો બાહાર નીકળી આવતો હોય ત્યારે અપાય છે.

**બહારલગાડવાના ઉપચારો (દવાઓ)** એસક્યુલસહીપ અને હેમેમેલીસ (Aesculus Hip and Hamamelis ) આ દવાઓ બાહારના ભાગ પર લગાડવામાં આવે છે.

**ખોરાક**. કોફી, મરી, મસાલો અને મસાલાવાળો ખોરાક ખાવો નહીં તેમજ બીર દારૂ કે વાઇન પીવો નહીં, અને માંસ ખાવું નહીં. ભાજીપાલા અને ફળફળાદી ખાવાં ઉત્તમ છે.

## માથાનો દુખાવો ( HEAD-ACHE )

આ દરદ દરેક કુટુંબમાં **સા**ધારણ છે.

**એકોનાઇટ નેપ** (Aconite Nap)—જ્યારે તડકામાં ફરવાથી માથુ દુખતું હોય, માથા ઉપર જાણે ઉકળતું પાણી રેડયું હોય તેવી અગન બળતી હોય અને માથું દુઃખતું હોય અને માથામાં એવો ભાર લાગતો હોય કે હમણાં માથું નીકળી પડશે ત્યારે અપાય છે.

**બેલેડોના** (Belladonna)—જ્યારે ઘણું માથું દુખતું હોય, અવાજથી, હરફરથી, આંખો હલાવવાથી અને ઉધરસ ખાવાથી વધારે માથું દુખતું હોય, કપાળમાં દુખાવો થતો હોય તે ઘણો દાબવાથી મટતો હોય, કપાળમાં એવો દુઃખાવો હોય કે આંખ ખોલાતી ન હોય, દુઃખાવો આગળની બાજુ તરફ નમવાથી વધારે માલમ પડતો હોય, પાછળની બાજુએ નમવાથી થોડો માલમ પડતો હોય, અને દુખાવો પવન લાગવાથી અથવા સુર્યની ગરમીથી થયો હોય ત્યારે વપરાય છે.

**બ્રાયોનીઆ એલ્બ** (Bryonia Alb) જ્યારે માથાના તાળવામાં દુખાવો થતો હોય, સવારમાં ઉઠતી વખતે દુખાવો થતો હોય, દુખાવો છેક બોચી (ગરદન) સુધી માલમ પડતો હોય અને બપોરે દુખાવો નરમ માલમ પડતો હોય ત્યારે વપરાય છે.

**કલકેરીઆકાર્બ** (Calcarea Carb ) જ્યારે માથા ઉપર અને અંદર બરફ જેવી ઠંડી લાગતી હોય, એક બાજુનું માથું દુઃખતું હોય,

લખવા અથવા વાંચવાથી દરદ થયું હોય અને માથા ઉપર કંઈ ભાર મુક્યો હોય તેવું લાગવાની સાથે માથું દુ:ખતું હોય ત્યારે અપાય છે.

**કેલકેરીઆફોસ અને નેટ્રમ મ્યુરીએટીકમ** ( Calcarea Phos and Natrum Muriaticum) જ્યારે વિદ્યાર્થી ( છોકરો અ-થવાછોકરી)નું માથું દુ:ખતું હોય ત્યારે અને ઘણું કરીને મગજને ઘણી મહે-નત આપવાથી દુખતું હોય ત્યારે અપાય છે.

**કેપસીકમ** (Capsicum) જ્યારે માથાની ખોપરી ફાટી જશે એવું માથું દુખતું હોય ને ચાલવાથી હરપ્ફરથી અને દાબવાથી દુખતું હોય, ત્યારે વપરાય છે.

**ઇગનેશીઆ** (Ignatia) જ્યારે સાત દીવસે, પંદર દીવસે અથવા મહીને વખતસર માથું દુખતું હોય, માથાની બાજુએ ખીલો માર્યો હોય એવું દરદ થતું હોય, જમણી બાજુનું માથું દુખતું હોય તે બાજુ ઉપર સુઇ રહેવાથી નરમ પડતું હોય, કાફી, તંબાકુ, અને દારૂ પીવાથી માથુ દુખતું હોય, સવારમાં વધારે દુખતું હોય અને આંખ ફેરવવાથી દુખતુ હોય ત્યારે અપાય છે.

**નેજા અને લેકેસીસ** (Naja and Lachesis) જ્યારે એક બા-જુનું માથું દુખતું હોય, ઘણું દરદ થતું હોય, દુખાવો ગરદન અને ખભા સુધી માલમ પડતો હોય, તેમજ માથાની ડાબી બાજુએ દુખાવો થતો હોય તે છેક નાક સુધી પોંહોંચતો હોય ત્યારે અપાય છે.

**નક્ષવોમીકા** ( Nux Vomica ) જ્યારે સવારમાં બીછાનામાં આંખ ઉઘાડતા પહેલાં દુખાવો થતો હોય, કપાળમાં અને પછવાડે દુખાવો થતો હોય, જાણે આખી રાત ઉંઘ નથી આવી એમ થતું હોય, દુખાવાથી દરદી ગાંડા જેવો થતો હોય, ખાધાપછી દુખાવો વધારે માલમ પડતો હોય, બકારી અને ખાટી ઉલટી સાથે સાંજે દુખાવો થતો હોય, દારૂ અને કોફીથી દુખાવો વધારે માલમ પડતો હોય ત્યારે અપાય છે.

**પલસેટીલા** (Pulsatilla) જ્યારે ઘણું ખાધાથી, તેલવાળા પદાર્થ ખાધાથી માથું દુખતું હોય, ભમરની ઉપર કપાલમાં દુખાવો થતો હોય, આંખ ઉંચી કરવાથી વધારે દુખાવો થતો હોય, દાબવાથી સારૂ માલમ

પડતું હોય ત્યારે અપાય છે. તેમજ સ્ત્રીઓને થોડા અથવા, બંધ થઈ ગયલા અટકાવ (દસ્તાન) સાથે માથું દુખતું હોય ત્યારે આ દવા વપરાય છે.

**સેપીઆ** ( Sepia) જ્યારે સવારમાં ખકારી સાથે માથામાં ઘણુંજ દુખતું હોય, વાંકુ વળવાથી, હરફરથી, ખાંસીથી વધારે દરદ થતું હોય, દુખાવો ડાબી આંખથી તે માથાના પાછલા ભાગસુધી થતો હોય, ખાધા પછી ઠીક લાગતો હોય, માથાના વાળ ઘણા ખરી જતા હોય ત્યારે તેમજ સ્ત્રીઓને થોડા અડકાવ (દસ્તાન) સાથે માથું દુખતું હોય વપરાય છે.

**સાઇલીશીઆ** (Silicea) જ્યારે ગરદનથી તે તાલવા ઉપર થઈ આંખસુધી દુખાવો થતો હોય, એક બાજુનું માથું દુખતું હોય, મનને મેહેનત આપ્યાથી, ઘોંઘાટથી, હરફરથી, અજવાલાથી, વાંકું વલવાથી, ઠંડી હવાથી માથું વધારે દુ:ખતું હોય, માથાને મજબુત બાંધવાથી, માથામાં શેક કરવાથી અને ગરમ ઓરડીમાં રેહેવાથી દુ:ખ નરમ માલમ પડતુ હોય ત્યારે વપરાય છે. આ દવા દરેક સાત દીવસના વખતસર દુખાવાને માટે વપરાય છે.

**સ્પાઇજીલીઆ** ( Spigelia ) આ દવા દુખાવો સવારમાં સુરજ ઉગ્યો ત્યારથી તે બપોરસુધી વધતો જાય અને સાર પછી એટલે સાંજના વખતમાં ઓછો થતો જાય ત્યારે વપરાય છે. એટલે વખતસર માથું દુખતું હોય ત્યારે વપરાય છે.

**સલફર** (Sulphur) આ દવા જ્યારે તાલવામાં ગરમી અને ભાર સાથે દરેક સાત, પંદર અથવા દરરોજ કપાલમાં દુખતું હોય ત્યારે વપરાયછે.

## અંતરદાહ. હૃદયમાં અગન (HEART-BURN)

આ દરદમાં કેલકેરીઆ કાર્બ, લાઇકોપોડીઅમ, નક્ષવોમીકા, પલસેટીલા, અને સલફ્યુરીક એસીડ ( Calcarea Carb, Lycopodium, Nux Vomica, Pulsatilla and Sulphuric Acid) વપરાય છે.

## હેડકી, હેડકડી (HICCOUGH)

આ દરદમાં બેલેડોના, કયુપરમ, સીકુટા વીરો, હાયોસીઆમસ, અને નક્ષમોશ્કેટા, ( Belladonna, Cuprum, Cicuta Viro, Hyoscyamus, and Nux Moschata) વપરાય છે.

### ઘાંટીનું બેસી જવું (સાદ બેસી જવો) (HOARSENESS.)

આ દરદમાં બેલેડોના, કોસ્ટીકમ, કાર્બોવેજી,, અરજેન્ટમમેટ અને સ્પન્જીઆ (Belladonna, Causticum, Carbo Vege, Argentum Met, and Spongia) વપરાય છે·

### ઉટાંટીઓ (HOOPING COUGH. PERTUSIS)

આ રોગ ચેપી છે. આ રોગ બચ્ચાંઓને થાય છે. શરૂઆતમાં થોડો તાવ આવે છે. ઉલટી થાય છે. અને તે પછી "હુપ" કહેવાતી (એકદમ બચ્ચાંને ખાંશી આવે અને તેનું મોઢું ખાંશીથી લાલ કરી નાખે ને બચ્ચાંને ગુંગળાવી નાખે તે) ખાંશી થાય છે. ખાંશી ઉપરાઉપરી આવે છે અને ખાંશી આવવાનો વખત થાય છે ત્યારે બચ્ચાંને ખબર પડે છે કે હમણાં ખાંશી આવશે. ખાંશીના દરેક હુમલાની વખતે બચ્ચું ગુંગળાઈ જાય છે પણ સહેજ વારમાં ઠીક થાય છે. જો ખાંશીનો હુમલો ઉલટી થઈ બંધ પડી જાય છે તો બચ્ચું તરતજ ખાવા-માગે છે. તાવ ફક્ત આઠ કે દસ દીવસ સુધી રહે છે પણ આ રોગ બે ત્રણ અઠવાડીઆથી તે બે ત્રણ મહીના સુધી રહે છે.

**ઇપીકેક** (Ipecac)–જ્યારે ઘણાજ જોરમાં ગુંગળાવી નાખે એવી ખાંશી થતી હોય, બચ્ચાંનો ચેહેરો આશમાની રંગનો થઈ ગયો હોય અને તેનું શરીર જડ થઇ જતું માલમ પડતું હોય અને ચીકણી ઉલટી થતી હોય ત્યારે અપાય છે.

**ડ્રોસેરા** (Drosera) જ્યારે ખાંશીના હુમલા ઉપરાઉપરી થતા હોય, ઘણીજ ખાંશી આવતી હોય, કોઇ વખતે મોઢા અને નાકમાંથી લોહી નીકળતું હોય, તાવ હોય કે ન હોય, ખાંશી આવ્યા પછી ખોરાકવાળી અને ચીકણી ઉલટી થતી હોય ત્યારે વપરાય છે.

**હાઇડ્રોસીઆનીક એસીડ** (Hydrocyanic Acid) જ્યારે ઉપરાઉપરી ખાંશી આવે, તાણ થાય અને ગુંગળાટ થાય ત્યારે અપાય છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે એકાએક ખાંશીનો હુમલો થાય તે સાથે ગળફા (બલગમ) પડતા નહીં હોય, રાત્રીએ વધારે ખાંશી થાય, ગળામાં દુ:ખતું હોય, આંખો લાલ થઇ હોય અને નાકમાંથી લોહી પડતું હોય ત્યારે અપાય છે.

**કોરેલીઅમ રૂબ્રમ** (Corallium Rubrum) આ દવાં ઘણાજ ભયંકર દરદમાં વપરાય છે.

**કુપ્રમ** (Cuprum) જ્યારે ગુંગળાઈ જવાય એવી ખાંશી હોય ત્યારે અપાય છે. તેમજ આ દરદમાં સીના, કેલી કાર્બોનીકા ઇત્યાદી. (Cina, Kali Carbonica &c.) વપરાય છે.

**ચેતવણી** (સુચના) આ દરદમાં બચ્ચાંની પાસે બેસીને તેની સંભાળ રાખવી, જ્યારે ખાંશી આવે ત્યારે તેને હાથમાં લેવું. ગરમ કપડાં પહેરાવવાં અને પુષ્કળ ખોરાક શક્તિ આવવા માટે આપવો જોઇએ.

## ઉન્મત્ત વાયુ, હીસ્ટીરીઆ, (Hysteria)

આ દરદ સ્ત્રીઓમાં સાધારણ છે. ૧૩ થી ૨૦ વરસની સ્ત્રીઓને થાય છે.

**ઇગનેશીઆ** (Ignatia) જ્યારે ગળામાં ગોળા જેવું માલમ પડતું હોય પછી ગુંગળાઈ જવાતું હોય, હાથ પગ પછડાતા હોય, બગાસાં આવતાં હોય, મુઠી વળી જતી હોય, ઓડકાર આવતા હોય અને ડસકાં આવતાં હોય ત્યારે વપરાય છે.

**મૅાસકસ** (Moschus) જ્યારે હૃદય (દીલ) ધબકારા મારતું હોય, માથું દુખતું હોય, બેશુદ્ધ થાય એમ લાગતું હોય, છાતી ઉપર દબાણ થતું હોય અને રંગ વીનાનો ઘણો પેશાબ આવતો હોય ત્યારે અપાય છે.

**એસાફીટીડા** (Asafœtida) જ્યારે ગળામાં ગોળો ચહડતો હોય એમ માલમ પડતું હોય, છાતી ધબકતી હોય અને ઝાડો બંધ હોય ત્યારે અપાય છે.

**પલસેટીલા** (Pulsatilla) જ્યારે ખાંશીનો હુમલો થાય, કંઇપણ કારણ વિના રડવું આવતું હોય અને અડકાવ (દસ્તાન)ના ફેર હેરના લીધે દરદ થયું હોય ત્યારે અપાય છે.

**સેપીઆ, એકટીઆરેસીમોસા, પ્લેટીના અને વેલેરીઆની;** (Sepia, Actæa-Racemoca, Platina and Veleriana) આ દવા વધતા ઓછા હીસ્ટીરીઆના દરદમાં તથા ગર્ભસ્થાનને લગતાં ફેરફારમાં ઉપયોગી થઇ પડે છે.

## ખસ ; ફીર, ખરજ. (ITCH SCABIES.)

**આરસેનીકમ એલ્બ** (Arsenicum Alb) જ્યારે ચામડી ઉપર ફોલ્લી જેવું ફુટી નીકલે તેમાં અગન બળે, ફીર લાગે, ફોલ્લીઓ ઘુંટણની પાછલી બાજુએ હોય અને ગરમી લગાડયાથી સારૂં માલમ પડે ત્યારે અપાય છે.

**કાર્બોવેજી** (Carbo Vege) જ્યારે આખા અંગ ઉપર સુકી ફોલ્લીઓ થાય, કપડાં કાઢયા પછી ઘણું દરદ થતું હોય ઘણા ઓડકાર આવતા હોય અને સફરામાંથી પવન છુટતો હોય ત્યારે વપરાય છે.

**હેપરસલફર** (Hepar Sulphur) જ્યારે પોપડા બંધાતી ખસ થઇ હોય, ને પારાની દવાનો ઉપયોગ કર્યાથી આ દરદ થયું હોય ત્યારે અપાય છે.

**મરક્યુરીઅસ** (Mercurius) જ્યારે આખા શરીરે ખરજ (ફીર) આવે તેમાં ખસુસ કરીને કોણીની પાસે અને હાથના કાંડા ઉપર ખસ થાય ત્યારે અપાય છે.

**સેપીઆ** (Sepia) જ્યારે ઘણું કરીને સાંજે વધારે ફીર થાય ત્યારે વપરાય છે. આ દવા વીશેષ કરીને સ્ત્રીઓને વધારે ઉપયોગી છે.

**સલફર** (Sulphur) જ્યારે ખજવાળ્યા (ખવડયા) પછી અગન અને સોજા સાથે ઘણીજ ફીર થાય અને ગરમ બીછાનાપર ઘણીજ ફીર થાય ત્યારે અપાય છે. આ દવા સઘળી દવાઓ કરતાં સારી છે.

**બહારના ઉપચારો** (દવાઓ) ગંધકનો અથવા પારાનો લાલ મલમ ચોપડવો. આ દરદમાં શરીર સ્વચ્છ રાખવું જરૂરનું છે.

## કમળો (JAUNDICE)

આ દરદમાં આંખનાં ડોળાનો સફેદ ભાગ અને ચામડી એ બંને પીળાં થાય છે. કેસરી અથવા ભુરા રંગનો પેસાબ આવે છે, સફેદ રંગનો ઝાડો આવે છે. સુસ્તી થાય છે, ચકરી આવે છે, સ્વભાવ ચીરડાઉ થાય છે, મોઢામાં કડવો સ્વાદ રહે છે, નાડ ધીમી ચાલેછે, જ્યારે આંખોના ડોળા પીળા થાય છે ત્યારે દરદીને તમામ વસ્તુ પીળીજ દેખાય છે. આ દરદમાં કેટલી વાર સનેપાત ઇત્યાદી માલમ પડે છે.

**એકોનાઈટ નેપ** ( Aconite Nap ) જ્યારે તાવ આવતો હોય, ચામડી પીળા રંગની હોય, પેસાબ થોડો અને કાળા રંગપર આવતો હોય, ઝાડો માટી જેવો થતો હોય અને કલેજામાં દુખ થતું હોય ત્યારે અપાય છે.

**મરક્યુરીઅસ** (Mercurius) જ્યારે પુરેપુરો કમળો થયો હોય, ચામડી ઘણા પીળા રંગની હોય, જીભ ઉપર થરો બાજ્યો હોય, બકારી અને ઉલટી થતી હોય, ખોરાકની રૂચી થતી ન હોય, ઝાડો સફેદ રંગનો આવતો હોય, ઝાડો થયો હોય, પેસાબ થોડો અને કાળો આવતો હોય અને કલેજામાં દરદ થતું હોય ત્યારે અપાય છે.

**ચાઈના** (China) જ્યારે ખરાબ ગંદકીથી કમળો થયો હોય, માથામાં દુખાવો થતો હોય, ભુખ જતી રહી હોય, ચેહેરો પીળા રંગનો હોય, કલેજા ઉપર સોજો ચઢયો હોય, અને કલેજુ કઠણ લાગે તથા દાબતાં દુખાય ત્યારે અપાય છે.

**નાઇટ્રીક આસીડ** ( Nitric Acid ) જ્યારે કમળો લાંબા વખતનો હોય, કલેજું મોટું થયું હોય, ઝાડાની કબજીઆત હોય અને વાસ મારતો કાળો ઝાડો આવતો હોય ત્યારે વપરાય છે. આ દરદમાં પોડોફાઈલમ, ફોસફરસ, નક્સવોમીકા, કેમોમીલા, આયોડીઅમ ઈત્યાદી (Podophyllum, Phosphorus, Nux Vomica, Chamomilla, Iodium &c. ) પણ વપરાય છે.

**સ્ત્રીઓને ધોળી ધાત જાય તે** ( Leucorrhœa or whites )

આ દરદ ઘણી સ્ત્રીઓને થાય છે, ખરેખર થોડીજ સ્ત્રીઓ હશે કે જે આ દરદથી મોકળી રહેતી હશે. આ દરદમાં નીચેની દવાઓ સાધારણ રીતે ઘણી ખરી વખતે વપરાય છે.

**એલ્યુમીના** (Alumina) જ્યારે સ્ત્રીના છુપા માર્ગમાંથી અગનની સાથે ઘણી પીળી ધાત જતી હોય, તે ભાગ સુજેલો રહેતો હોય, અડકાવ (દસ્તાન) આવ્યા પેહેલાં અથવા પછી ધાત વધારે માલમ પડતી હોય, કમરમાં દુખાવો થતો હોય, કબજીઆત રહેતી હોય, અડકાવ (દસ્તાન) થોડો આવતો હોય, તેમજ જલદીથી અથવા મોડો આવતો હોય ત્યારે વપરાય છે.

**કેરકેરીઆકાર્બ** (Calcarea Carb) જ્યારે દુધ જેવી અથવા પીળા રંગની પુષ્કલ ધાત જતી હોય, ને છુપો માર્ગ સુજી આવ્યો હોય

અથવા ઉંપસી આવ્યો હોય, અડકાવ (દસ્તાન) જલદથી અને ઘણોજ આવતો હોય, કંઠમાળનું દરદ સાથે જોડાયલું હોય, અને નાની છોકરીઓને ધાત જતી હોય ત્યારે અપાય છે.

**ક્રીએસોટમ** (Kreasotum) જ્યારે અડકાવ (દસ્તાન) જલદી અને વધારે આવતો હોય, અડકાવ ઘણા વખતસુધી રહેતો હોય, પીળા રંગની ધાત જતી હોય, પીસાબ કરતી વખતે અગન બળતી હોય, તે માર્ગપર ઘણીજ ફીર (ચું ટ) થતી હોય કે તેથી તે ભાગ ઘસવાની જરૂર પડતી હોય અને તે ભાગ અને જાંગ ઉપર નાની ફોલીઓ થઇ હોય ત્યારે વપરાય છે.

**પલસેટીલા** (Pulsatilla) જ્યારે અડકાવ (દસ્તાન) ઘણા વખત પછી થોડો આવતો હોય ને થોડોજ વખત રહેતો હોય, દુધ અથવા મલાઈ જેવી જાડી ધાત જતી હોય અને તે ભાગ ઉપર અગન બળતી હોય ત્યારે વપરાય છે.

**સેપીઆ** (Sepia) જ્યારે અડકાવ (દસ્તાન) આવ્યાની અગાઉ ખરૂ જેવી વાસ મારતી ધાત જતી હોય, અને અડકાવ ઘણો જલદી અને થોડો આવતો હોય તેમજ ઘણો મોડો અને થોડો આવતો હોય ત્યારે અપાય છે.

**સલફર** (Sulphur) જ્યારે ઘણી પીળી ધાત જતી હોય, છુપા માર્ગ ઉપર ઝીણી ઝીણી ફોલ્લીઓ થઇ હોય અને તે ઉપર ઘણીજ ફીર લાગતી હોય, અડકાવ ઘણોજ આવતો હોય પણ થોડો વખત રહેતો હોય અથવા તો જતો રહેલો હોય ત્યારે વપરાય છે.

આ દરદમાં વળી એસીડ નાઇટ્રીક, બોવીસ્ટા, ગ્રેફાઇટીસ, હાઇડ્રાસ્ટીસ મરક્યુરીઅસ, સાઈલીશીઆ (Acid Nitric, Bovista, Graphites, Hydrastis, Mercurius, Silicea &c.) ઇત્યાદી વપરાય છે.

**ચેતવણી (સુચના)** તનદુરસ્તી ઉપર વધારે ધ્યાન આપવું એ અવશ્ય જરૂરનું છે, છુપોમાર્ગ નવસેકા, (થોડા ગરમ) પાણીથી અથવા ઠંડા પાણીથી ધોવો એ વધારે સારૂ છે.

## (કલેજાનું દરદ (CONGESTION OF THE LIVER)

**પોડોફાઇલમ** (Podophyllum) જ્યારે એકજ ઠેકાણે બહુ દુખાવા સાથે જમણી બાજુએ ભાર લાગતો હોય અને ઝાડો થયા કરતો હોય ત્યારે વપરાય છે.

**લેપટેન્ડ્રા** (Leptendra) જ્યારે કલેજાની અંદર દુખાવો થતો હોય, પીળાસપર જીભ હોય, પુશકલ વાસ મારતો ઝાડો આવતો હોય, અને માથામાં અને આંખના ડોળામાં ઘણું દરદ થતું હોય ત્યારે અપાય છે.

**નકસવોમીકા** (Nux Vomica) જ્યારે કલેજાની આસપાસનો ભાગપર જરાક દબાવ્યાથી ઘણુંજ દરદ થતું હોય, ઝાડાની કબજીઆત હોય, મુસ્કેલીથી દમ લેવાતો હોય, અને ઘણો દારૂ પીધાથી તે દરદ થયું હોય ત્યારે વપરાય છે.

**સલફ્રર** (Sulphur) આ દવા જુના દરદોને માટે ઉપયોગી છે જ્યારે ઝાડાની કબજીઆત હોય અથવા તો સવારમાં પરોઢીએ ઝાડા આવતા હોય, અને વારંવાર નબળાઇ માલમ પડે અને જીવ ફરે ત્યારે અપાય છે.

**મરક્યુરીઅસ** (Mercurius) જ્યારે અગન અને કંઇ ભોકાતું હોય એવા દુખાવા સાથે કલેજુ ભરેલું અને સુજેલું હોય, જમણી બાજુ ઉપર સુવાથી દરદ થતું હોય, શરીર હીલવ્યાથી વધારે દરદ થતું હોય, ખભામાં દુખતું હોય, ભુખ જતી રહેલી હોય, ઘણી તરસ લાગતી હોય કમળો થયો હોય, શરી ધ્રુજતું હોય, અને પછી પરસેવો થાય પણ આરામ માલમ ન પડે ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ એલ્બ** (Bryonia Alb) જ્યારે કલેજામાં ભોકાતું અને તીણું દરદ થતું હોય, સ્પર્શથી, ખાંસવાથી, અને દમ લેવાથી દરદ થતું હોય, હરફરથી ઘણુંજ દરદ થતું હોય, દમ જલદીથી ચાલતો હોય, મોઢાનો સ્વાદ કડવો હોય, જીભ ઉપર પીળો થરો બાઝયો હોય, ઝાડાની કબજીઆત હોય અને ઘણું માથું દુખતું હોય ત્યારે વપરાય છે.

## કમરનો દુખાવો (LUMBAGO)

**બ્રાયોનીઆ એલ્બ** (Bryonia Alb) જ્યારે હરફરથી વધારે દરદ થતું હોય ત્યારે વપરાય છે.

**રસટૉક્સ** ( Rhus Tox ) જ્યારે હરફર કરતાં શરૂઆતમાં દુખાવો થાય અને પછીથી ઠીક માલમ પડે ત્યારે અપાય છે.

**નક્ષ વૉમીકા અને પલસેટીલા** ( Nux Vomica and Pulsatillla ) આ દવાઓ પણ આ દરદમાં વપરાય છે.

## રજસ્વલા (અડકાવ, દસ્તાન, રૂતુ અને દુર બેસવું.)

## MENSTRUATION

### (૧) પુષ્કળ અડકાવ અથવા દસ્તાન જાય તે

### ( MENORRHOEGIA OR PROFUSE MENSES )

**ક્રોકસ** (Crocus) જ્યારે કાળું લોહી પડતું હોય, માટી જેવો પીળો ચેહેરો થયો હોય અને નબળાઇ ને હાંફણ માલમ પડતી હોય ત્યારે અપાય છે.

**પ્લેટીના** ( Platina ) જ્યારે ઘણો અડકાવ આવતો હોય, અડકાવ લાંબા વખત સુધી રહેતો હોય ને પેહલે દીવસે ઘણું લોહી જતું હોય ત્યારે અપાય છે.

**સેબીના** ( Sabina ) જ્યારે ચળકતું લાલ લોહી પડતું હોય, કમરથી ડુંટીસુધી ખેંચાણ થતી હોય, નબળાઈ માલમ પડતી હોય, અને અડકાવ જલદી પુષ્કળ આવતો હોય ત્યારે અપાય છે.

**સીકાલી** ( Secale) જ્યારે દુખાવા વગર કાળું લોહી પડતું હોય અને જરીક હરફરથી વધારે લોહી જતું હોય ત્યારે અપાય છે.

**ઇપીકેક** (Ipecac) જ્યારે ચાલુ બકારી સાથે ઘણું લોહી પડતું હોય ત્યારે અપાય છે.

**કેલકેરીઆ કાર્બ** ( Calcarea Carb) જ્યારે વધારે અડકાવ ઘણો જલદી આવતો હોય, ઘણો વખત રહેતો હોય, માથું દુખતું હોય, દરદી નબળા બાંધાનું હોય, અને પુરતો ખોરાક ન મળવાથી તે દરદ થયું હોય ત્યારે વપરાય છે.

**નક્સ વોમીકા** (Nux Vomica) જ્યારે વધારે અટકાવ ઘણા ટુંક વખતમાં આવતો હોય, એક કે બે દીવસ રહીને પછી બંધ પડતો હોય, અને બેસી રહેવાની ટેવથી તે દરદ થયું હોય ત્યારે વપરાય છે.

## ૨ દુખાવા સાથે આવતો અડકાવ, દસ્તાન (DYSMENORRHŒA OR PAINFUL MENSTRUATION)

**એકટીઆ રેસીમોસા** ( Actæa Racemosa) જ્યારે કમરમાં, જાંગના નીચેના ભાગોમાં, પગના સાંધાઓમાં ઘણો દુખાવો થતો હોય, હીસ્ટીરીઆની નીશાની માલમ પડતી હોય, અને ગર્ભસ્થાનમાં અગન ઉઠતી હોય ત્યારે અપાય છે.

**કોલોફાઈલમ** ( Caulophyllum ) જ્યારે ઘણો દુખાવો થતો હોય અને થોડો અડકાવ આવતો હોય ત્યારે અપાય છે.

**કેમોમીલા** ( Chamomilla) જ્યારે કાળા રંગનું લોહી જતું હોય, તેમાં ગાભા જેવું બંધાયલું લોહી આવતું હોય, તે સાથે પીલી નાખે તેવું દરદ થતું હોય, વારંવાર પેસાબ થતો હોય અને ગર્ભસ્થાનમાં ઘણું દુખતું હોય ત્યારે અપાય છે.

**પલસેટીલા** ( Pulsatilla ) જ્યારે દસ્તાન થોડું આવતું હોય અથવા મોડેથી આવતું હોય તે વખતે એટલું બધું દરદ થાય કે દરદીની આંખોમાંથી આંસુ નીકળે, અને બુમો પાડવાની સાથે પછાડા ખાય, અને ઘણી ઠંડી લાગે ત્યારે અપાય છે.

**બેલેડોના** ( Belladonna ) જ્યારે અડકાવ ઘણા થોડા વખતમાં વધારે આવતો હોય, રાતું ચલકતું લોહી જતું હોય, જન્મ આપનારી ઇન્દ્રીનાં ઘણા નીચલા ભાગમાં એટલું બધું દબાણ થાય કે પેડૂની અંદરની ચીજો જાણે હમણાં બાહાર નીકળી પડશે એવું લાગતું હોય ત્યારે અપાય છે.

**જેલસેમીયમ** ( Gelsamium ) આ દવા જેવું દરદ થાય કે તરતજ આપવાથી ઘણોજ ફાયદો કરે છે. આ દવાની સેંકડે દસ ભાગવાળી જાતના પેહલા નંબરમાંથી પાંચ અથવા દસ ટીપાં વારંવાર આપવાં.

## ૩ એમેનોરીઆ દસ્તાંન આવવામાં ઢીલ (AMENORRHŒA)

**પલસેટીલા** ( Pulsatilla) જ્યારે દસ્તાનમાં ઢીલ થતી હોય, પહેલું દસ્તાન હોય, દસ્તાન મોડેથી આવતું હોય, દસ્તાન થોડું આવતું હોય અને થોડું રહેતું હોય, દસ્તાન કોઈ વખતે આવતું હોય અને કોઇ વખતે બંધ રહેતું હોય, દસ્તાન દીવસે ચાલતી વખતે જાડું કાળા રંગનું આવતું હોય ત્યારે અપાય છે.

**સેપીઆ** (Sepia) જ્યારે દસ્તાન મોડેથી આવતું હોય, ચેહેરો ઉતરી ગયલો હોય, દરદી નબળા બાંધાનું હોય, ધાત જતી હોય, અને મસાના દરદ જેવું જણાતું હોય ત્યારે અપાય છે.

**કોનીઅમ** (Conium) જ્યારે થાન (સ્તન) મોટાં થયાં હોય અને દરેક મહીને (દસ્તાનની વખતે) દુખતાં હોય ત્યારે અપાય છે. આ દરદમાં ગ્રેફાઈટીસ, કેલકેરીઆ કાર્બ, સલફ્ર અને ડલકામારા, (Graphites, Calcarea Carb, Sulphur and Dulcamara)પણ વપાય છે

## ગર્ભસ્થાનમાંથી લોહી પડવું (METRORRHŒGIA OR BLEEDING FROM THE UTERUS)

**ઇપીકેક** (Ipecac) જ્યારે જણ્યા પછી અથવા ગર્ભપાત (અધુરે મહીને ગર્ભ પડયા) પછી લાલ રંગનું ચલકતું લોહી નીકળતું ચાલુ રહે અને દરદીનો ચહેરો ફીકો ને ટાઢો હોય ત્યારે અપાય છે.

**સેબીના** (Sabina) જ્યારે ઘણું લોહી જતું હોય, દરદ થતું હોય, લોહી પાતળું કે જાડું જતું હોય, કમરથી તે ડુંટીસુધી ખેંચાણ થતું હોય, અને ગર્ભપાત અથવા સુવાવડ પછી લોહી જતું હોય ત્યારે અપાય છે.

**સીકાલી** (Secale) જ્યારે નબળા બાંધાના દરદી હોય, જન્મ આપતાં ઘણો વખત લાગતો હોય, દુખ્યા વીના કાળું લોહી જતું હોય, પુષ્કળ થાક ચઢતો હોય, બેસુદ્ધી થતી હોય, છાતીપર ધબકારા ઉતાવળે થતા હોય અને ચામડી ઠંડી હોય ત્યારે અપાય છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે ઉંડાણમાં દબાણ થઇને ચલકતું ગરમ લોહી ઘણું જતું હોય ત્યારે અપાય છે.

**આરનીકા** (Arnica) જ્યારે પડી જવાથી લોહી જતું હોય ત્યારે અપાય છે. આ દરદમાં ક્રોકસ, કારબોવેજી ઇત્યાદી (Crocus, Carbo Vege, &c.) પણ વપરાય છે.

**સુચના**–રૂનો જથો (ડટો) ઘણી વાર છુપા માર્ગમાં મુકવો જરૂરનો છે. અને તે જરૂર પડે તેટલો વખત રાખી પછી કાઢી નાખવો જોઇએ.

## ગર્ભવંત હાલતમાં સવારમાં થતી બીમારી (MORNING SICKNESS)

આ દરદમાં નક્ષ વોમીકા, ઇપીકેક અને લાઇકોપોડીઅમ (Nux Vomica, Ipecac and Lycopodium વપરાય છે.

## ગાલપચોરીઆં (ગલસુણાં) MUMPS

આ દરદમાં ગળાની બાજુએ સોજો ચઢે છે. આ દરદ ગાલની નીચે એક બાજુએ અથવા બેઉ બાજુએ થાય છે. થોડો તાવ આવે છે, દરદ વાળા ભાગ ઉપર દુઃખ થાય છે, સોજો ચઢે છે તેથી ગળે કંઈ ઉતરી શકતું નથી, મોં ઉઘાડી શકાતું નથી. આ દરદ છોકરાંઓને વધારે થાય છે અને એ ઉડતું છે. એક બચ્ચાંથી બીજા બચ્ચાંને આ દરદ થાય છે.

**એકોનાઇટ નેપ** (Aconite Nap) જ્યારે તાવ આવતો હોય, ચામડી ગરમ અને સુકી હોય અને જીભપર છારી (થર) બંધાયલી હોય ત્યારે અપાય છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે ચેહેરો અને આંખો લાલ થઇ હોય, મુખત્વે કરીને જમણી બાજુ ઉપર સોજો ચઢયો હોય ને તે ચળકતો હોય તથા લીલાશપર હોય, માથામાં ભોકા મારતું ઘણું દરદ થતું હોય, ઉંઘવાનું મન થાય પણ ઉંઘ ન આવે ત્યારે અપાય છે.

**મરકયુરીઅસ** (Mercurius) જ્યારે જડબાં અડી ગયાં હોય, તે સાથે કઠણ સોજો હોય, મુશકેલીથી ગળે કંઇ ઉતરતું હોય, ઘણી થુંક આવતી હોય, મોઢુ વાસ મારતું હોય, અને રાત્રીએ વધારે દરદ થતું હોય ત્યારે અપાય છે. આ દરદમાં રસટૉક્સ અને પલસેટીલા (Rhus Tox and Pulsatilla) પણ વપરાય છે.

**સુચના** તે ભાગ ઉપર રૂ બાંધવું અને દરદીને દુધ અને કાંજીનો હલકો ખોરાક આપવો.

## બકારી. મોળ અથવા સુગ (NAUSEA)

**ઇપીકેક અને નક્ષવોમીકા** (Ipecac and Nux Vomica) જ્યારે ઉલટી થાય એવું લાગતું હોય પણ ઉલટી ન થાય ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ એલ્બ, નક્ષવોમીકા અને પલસેટીલા** (Bryonia Alb, Nux Vomica and Pulsatilla)–જ્યારે ખાધા પછી બકારી આવે છે ત્યારે અપાય છે.

**કોકયુલસ અને પેટ્રોલીઅમ** (Cocculus and Petrolium) જ્યારે ગાડી ઘોડે બેસવાથી બકારી થાય છે ત્યારે અપાય છે.

## ગરદન રહી જવી અથવા અકડી જવી (STIFFNESS AT NAPE)

**એકોનાઇટ નેપ, બેલેડોના અને બ્રાએોનીઆ એલ્બ** (Aconite Nap, Belladonna and Bryonia Alb) જ્યારે ગરદન અકડી ગઇ હોય ત્યારે કામમાં આવે છે.

**એકોનાઈટ નેપ, આરનીકા, બ્રાયોનીઆ એલ્બ** અને **નક્ષવોમીકા** (Aconite Nap, Arnica, Bryonia Alb and Nux Vomica) જ્યારે ગરદનમાં ઘસડાવાથી દરદ થતું હોય ત્યારે કામમાં આવે છે.

**આરસેનીકમ એલ્બ, કેન્થારીસ,** અને **કોસ્ટીકમ** (Arsenicum Alb, Cantharis and Causticum) જ્યારે ગરદનમાં અગન બળતી હોય ત્યારે અપાય છે.

**બેલેડોના, કોલોસીન્થ,** અને **રસ ટૉક્સ** (Belladonna, Colocynth, and Rhus Tox) જ્યારે ગરદનમાં કાપી નાખતું દરદ થતું હોય ત્યારે કામમાં આવે છે.

**એકોનાઇટ નેપ** અને **બેલેડોના** (Aconite Nap and Belladonna) જ્યારે ગરદનમાં ભોંકાતું દરદ થતું હોય ત્યારે વપરાય છે.

**એકોનાઇટ નેપ, બ્રાયોનીયાએલ્બ, કેલકેરીઆકાર્બ, પલસેટીલા,** અને **રસટોક્ષ** (Aconite Nap, Bryonia Alb, Calcarea Carb, Pulsatilla and Rhus Tox) જ્યારે ગરદનમાં બંદુકની ગોળી લાગી હોય એવું દરદ થતું હોય ત્યારે અપાય છે.

**પલસેટીલા, રોડોડેંડ્રોન, રસ ટોક્સ** અને **સલફર** (Pulsatilla, Rhododendron, Rhus Tox and Sulphur) જ્યારે ગરદનમાં દરદ આમ તેમ ફરતું માલમ પડે ત્યારે અપાય છે.

## લકવો (PARALYSIS)

**આરનીકા** અને **કોસ્ટીકમ** (Arnica and Causticum) જ્યારે ડાબી બાજુએ લકવો હોય ત્યારે અપાય છે.

**આરનીકા, કોસ્ટીકમ** અને **રસટૉક્સ** (Arnica, Consticum and Rhus Tox) જ્યારે જમણી બાજુએ લકવો હોય ત્યારે અપાય છે.

**જેલસેમીઅમ, ઓપીઅમ અને જીંક** (Gelsamium, Opium and Zinc) જ્યારે આંખના પાંપચાંનો લકવો હોય છે ત્યારે વપરાયછે.

**બેલેડોના, કોસ્ટીકમ, નક્સ વોમીકા અને ઓપીઅમ** (Belladonna, Causticum, Nux Vomica and Opium) જ્યારે ચહેરા ઉપર લકવો થયો હોય ત્યારે વપરાય છે.

**બેલેડોના, હાયોસીઆમસ અને પ્લમ્બમ** (Belladonna, Hyoscyamus and Plumbum) જ્યારે જીભ ઉપર લકવો થયો હોય ત્યારે વપરાય છે.

**કોસ્ટીકમ, નક્સ વોમીકા, અને રસ ટોક્સ** (Causticum Nux Vomica and Rhus Tox) જ્યારે કમરના ઉપરના કોઇ ભાગ ઉપર લકવો થયો હોય ત્યારે વપરાય છે.

**કોસ્ટીકમ, કુપ્રમ, રસટોક્ષ અને સીલીસીઆ** (Causticum Cuprum, Rhus Tox and Silicea) જ્યારે હાથ ઉપર લકવો થયો હોય ત્યારે વપરાય છે.

**કેલકેરીઆ કાર્બ, સીકાલી, અને સીલીસીઆ** (Calcarea Carb, Secali and Silicea) જ્યારે હાથનાં આંગળાં ઉપર લકવો થયો હોય ત્યારે વપરાય છે.

**કોલચીકમ, જેલસેમીઅમ, નક્સ વોમીકા અને પ્લમ્બમ** (Colchicum, Gelsamium, Nux Vomica and Plumbum) જ્યારે કમરના નીચેના કોઇ પણ ભાગ ઉપર લકવો થયો હોય ત્યારે અપાય છે.

**આરનીકા અને પ્લમ્બમ** (Arnica and Plumbum) જ્યારે પગ ઉપર લકવો થયો હોય ત્યારે વપરાય છે.

**નક્સ વોમીકા** (Nux Vomica) જ્યારે દારૂ પીવાથી લકવો થયો હોય ત્યારે વપરાય છે.

## છાતીનો ધબકારો (PALPITATION)

આ દરદમાં એકોનાઈટ નેપ, કેકટસ, કોફીઆ, લેકેસીસ, નક્સવોમીકા અને સ્પાઇજેલીઆ (Aconite Nap, Cactus, Coffea Lachesis, Nux Vomica and Spigelia) વપરાય છે.

•**એકોનાઇ નેપ, કોફીઆ અને નક્સવોમીકા** (Aconite Nap, Coffea, and Nux Vomica) જ્યારે મનની નબળાઈનેલીધે છાતીમાં ધપકારા થતા હોય ત્યારે અપાય છે.

**કેક્ટસ અને સ્પાઇજેલીઆ** (Cactus and Spigelia) જ્યારે સંધી વાથી છાતીમાં ધપકારા થતા હોય ત્યારે અપાય છે.

**ચાઈના** (China) જ્યારે ઘણી ચાહ પીવાથી છાતીમાં ધપકારા થતા હોય ત્યારે વપરાય છે.

## ક્ષય, ખઇરોગ (PHTHISIS.)

આ દરદમાં પ્રવીણ દાક્તરની દવા કરવી એ બેહેતર છે.

એ દરદમાં કેલકેરીઆકાર્બ, કાર્બો વેજી, હેપર સલફર, લાયકોપોડીઅમ, ફોસફરસ, સેંગ્વીનેરીઆ, સ્પોંજીઆ, સ્ટેનમ, અને સલફર (Calcarea Carb, Carbo Vege, Hepar Sulphur, Lycopodium, Phosphorus, Sanguinaria, Spongia, Stanum and Sulphur) વપરાયછે.

## ફેફસાંમાં બગાડ (PNEUMONIA)

આ દરદની સાધારણ નીશાનીઓ (ચીન્હ) નીચે પ્રમાણે છે; બકારી થાય છે, તરશ લાગે છે, ભુખ નથી લાગતી, ઘણો થાક ચઢે છે, માથું દુખે છે, બલગમ (ગળફા)ની સાથે ખાંશી થાય છે, દમ લેતાં વારંવાર દરદ થાય છે, છાતીની બાજુએ દુખાવો થાય છે. નાડી ૧૪૦ થી ૧૫૦ સુધી ચાલે છે, તાવની ગરમી ૧૦૫ સુધી હોય છે, ચામડી સુકી હોય છે, તે ઉપર અગન બળે છે અને કોઇ વખતે સનેપાત થાયછે, આ રોગ ઘણો ભયંકર છે. માટે અનુભવી દાક્તરની સલાહ લેવી એ ઠીક છે.

આ રોગમાં એકોનાઈટ નેપ, એંટી ટાર્ટ, બ્રાયોનીઆ એલ્બ, ફોસફરસ, સલફર અને વીરેટ્રમ વીરીડી (Aconite Nap, Anti Tart, Bryonia Alb, Phosphorus, Sulphur and Veratrum Veridi) વપરાય છે.

**એકોનાઇટ નેપ** (Aconite Nap) જ્યારે તાવ આવતો હોય અને ઠંડી લાગતી હોય ત્યારે અપાય છે. આ દવા શરૂઆતમાં અપાય છે. પછીથી અપાતી નથી.

**વીરેટ્રમ વીરીડી** ( Veratrum Veridi ) જ્યારે આ રોગની શરૂઆત હોય, નાડી ભરેલી, કઠણ અને ધબકારા સાથે ચાલતી હોય, ચીકણો ગલફો ( બલગમ ) પડતો હોય, છાતીમાં ઘણું દબાણ થતું હોય અને સનેપાત થતો હોય ત્યારે અપાય છે.

**બ્રાયોનીઆ એલ્બ** (Bryonia Alb ) જ્યારે સાધારણ તાવ હોય, છાતીમાં ઘણું કપાતું દરદ થતું હોય, થોડા બલગમ (ગળફા) સાથે દુઃખ આપતી ખાંશી થતી હોય, જીભ ઉપર સફેદ છારી હોય, ઝાડાની કબજીઆત રહેતી હોય અને કલેજું થોડું મોટું થયું હોય ત્યારે વપરાય છે.

**ફોસફરસ** ( Phosphorus ) જ્યારે દરદ ઘણું થતું ન હોય, છાતી ઉપર ઘણું દબાણ અને ભાર માલમ પડતો હોય, સ્વાસ ( દમ ) મુસ્કેલીથી લેવાતો હોય અને લોહી અથવા પરૂવાળા બલગમ (ગળફા) જેમાં પડે એવી ખાંશી થઈ હોય ત્યારે વપરાય છે. આ દવા એ રોગથી પીડાતા ઘણા દરદીને વાટે વપરાય છે.

**એન્ટીમની ટાર્ટ** (Anti Tart) જ્યારે ઘણી બેચેની માલમ પડતી હોય, ઠંડો પુષ્કલ પરસેવો થતો હોય, ચેહેરો ફીકો હોય, દમલેતાં ઘણી મુસીબત થતી હોય અને નરમ ખડખડાટ કરતી ખાંશી થતી હોય પણ બલગમ ( ગળફા ) વીગેરે કંઈ પડતું ન હોય ત્યારે વપરાય છે.

ઉજાગરો અથવા ઊંઘનું જતું રહેવું (SLEEPLESSNESS.)

આ દરદમાં **બેલેડોના, કોફીઆ, હાયોસીઆમસ, ઓપીઅમ અને રસ ટોક્ષ** ( Belladonna, Hyoscyamus, Coffea, Opium and Rhus Tox) વપરાય છે.

**આરસેનીકમએલ્બ, ઓરમમેટ, કોફીઆ** અને **નક્સ વોમીકા** (Arsenicum Alb, Aurum Met, Coffea and Nux Vomica) જ્યારે મધ્ય રાત્રી પછી ઊંઘ ન આવતી હોય ત્યારે વપરાય છે.

**બેલેડોના, કોસ્ટીકમ, કેમોમીલા, સીના, ઇગનેશીઆ** અને **નક્સ વોમીકા** (Belladonna, Causticum, Chamomilla, Cina, Ignatia and Nux Vomica ) જ્યારે ઊંઘમાં ચોંકી ઊઠાતું હોય ત્યારે અપાય છે.

**બેલેડોના, નક્સ વોમીકા, પલસેટીલા,** અને **સલફર** (Belladonna, Nux Vomica, Pulsatilla and Sulphur) જ્યારે ઉંઘમાં વાત ( લવારો અથવા બકારો ) થતી હોય ત્યારે વપરાય છે.

•ઓપીઅમ અને સ્ટ્રેમોનીઅમ (Opium and Stramonium) જ્યારે દરદી ઉંઘમાં ઘોરતું હોય ત્યારે અપાય છે.

એકોનાઇટ નેપ, નેટ્રમ મ્યુરીએટીકમ, ઓપીઅમ અને ટાર્ટર-ઇમેટીક (Aconite Nap, Natrum Muriaticum, Opium and Tartar Emetic) જ્યારે ઉંઘરાટાપણું (ઘણી ઉંઘ આવતી) જણાય ત્યારે અપાય છે.

## હોજરી (પેટ) નો બગાડ

બ્રાયોનીઆ એલ્બ, કાર્બોવેજી, નાઇટ્રીક એસીડ, નક્સ વોમીકા અને સલફર (Bryonia Alb, Carbo Vege, Nitric Acid, Nux Vomica and Sulphur) જ્યારે હોજરીમાં ખટાસ (Acidity) થઇ હોય ત્યારે અપાય છે.

આરસેનીકમ એલ્બ, કેન્થારીસ, ફોસફરસ અને ટેરીબીનથીના (Arsenicum Alb, Cantharis, Phosphorus and Teribinthina) જ્યારે હોજરીમાં અગન (Burning) બળતી હોય ત્યારે વપરાય છે.

કાર્બોવેજી, કોકયુલસ, કુપ્રમ, નક્સ વોમીકા અને ફોસફરસ (Carbo Vege, Cocculus, Cuprum, Nux Vomica and Phosphorus) જ્યારે હોજરીમાં આંકડી (Cramps) આવે ત્યારે અપાય છે.

કેમોમીલા અને ઇપીકેક (Chamomilla and Ipecac) જ્યારે હોજરી ખાલી (Emptiness) માલમ પડે ત્યારે અપાય છે.

ચાઇના, લાયકોપોડીઅમ અને નક્સ વોમીકા (China, Lycopodium and Nux Vomica) જ્યારે હોજરી ભરેલી (Fulness) માલમ પડે ત્યારે વપરાય છે.

## દાંતનો દુખાવો (TOOTHACHE)

•આરનીકા (Arnica) જ્યારે દાંત પડાવ્યા પછી દુખાવો થતો હોય, ગાલ લાલ સુજેલો અને કઠણ હોય, અને પારામાં (અવાળાં) ગોદા મારતું દરદ થતું હોય ત્યારે વપરાય છે.

બેલેડોના (Belladonna) જ્યારે દાંતમાં, ચહેરામાં અને કાનમાં જાણે ખેંચી કાઢતું અને ફાટફાટ થતું દરદ માલમ પડતું હોય, ગાલ

ઉપર સોજો ચઢયો હોય, એકાએક દરદ થતું હોય અને એકાએક દરદ જતું રહેતું હોય, અને સુતા પછી અથવા ઠંડી હવામાં કે પાણીમાં રહેવાથી વધારે દરદ થાય ત્યારે વપરાય છે.

**કેમોમીલા** (Chamomilla) જ્યારે ધટકા મારતું દરદ થતું હોય, ખસુસ કરીને રાત્રીએ ઘણુંજ દરદ થતું હોય, ગાલ લાલ હોય તે ઉપર સોજો ચઢયો હોય, અને ઠંડી હવામાં અને રાત્રીએ વધારે દરદ થતું હોય ત્યારે વપરાય છે.

**કોફીઆ** (Coffea) જ્યારે પુષ્કળ દરદ થતું હોય, દુખથી દરદી થાકી જવા જેવો થતો હોય અને ઘણા ઠંડા પાણીથી દરદ નરમ પડતું હોય ત્યારે અપાય છે.

**મરક્યુરીઅસ** (Mercurius) જ્યારે એકજ વખતે ઘણા દાંતે ઉપર ફાડી નાખતું દરદ થતું હોય, ઘણું કરીને સડેલા દાંતમાં દરદ થતું હોય, તે દરદ કાન સુધી ફેલાતું હોય, રાત્રીએ વધારે દરદ થતુ હોય, તેમજ ઠંડીથી, ભીનાસવાળી હવાથી, કંઈ પણ ગરમ અથવા ઠંડી વસ્તુ ખાધાથી વધારે દરદ થતું હોય, દાંત ઢીલા થઈ ગયલા હોય, સોજો ચઢેયો હોય અને મોંઢામાંથી ઘણી થુંક પડતી હોય ત્યારે અપાય છે.

**સ્ટેફીસેગ્રીઆ** (Staphisagria) જ્યારે દાંત સડી ગયેલા હોય, દાંતના પારા (અવાળાં) ફીકા, ધોળા, ચાંદાં પડેલાં હોય અને તેમાં દરદ થતું હોય, ફાટફાટ થતું દરદ થતું હોય, કાનમાં ગટકા મારતું દરદ થતું હોય, સવારમાં અને કોઇ ઠંડી વસ્તુ પીધાથી વધારે દરદ થતું હોય ત્યારે અપાય છે.

## પીસાબની અડચણ (URINARY DIFFICULTIES)

**એપીસ** (Apis) જ્યારે કમરમાં દુખાવો થતો હોય, તેમજ કમર દાબ્યાથી અને વાંકુ વળવાથી દરદ થતું હોય, પીશાબની વારંવાર હાજત થતી હોય પણ માત્ર ઘેરા રંગનાં ટીપાં પડતાં હોય અને આંખનાં ટોપચાં સુજેલાં હોય ત્યારે અપાય છે.

**આરનીકા** (Arnica) જ્યારે ટાચ લાગ્યાથી પીશાબની અડચણ થઇ હોય ત્યારે અપાય છે.

**બેલેડોના** (Belladonna) જ્યારે એવું લાગતું હોય કે કમર ભાગી જશે, પીશાબ આવતો ન હોય, પીશાબ ટીપે ટીપે આવતો હોય, પીશાબ ખમી સકાય નહી, પથારી પીશાબથી ભીંજાતી હોય, બેચેની થતી હોય અને ઉંઘમાં દરદી ચમકતું હોય ત્યારે અપાય છે.

**કેન્થારીસ** (Cantharis) જ્યારે બને ગુરદા (મુત્રપીંડ) માં અગન બળતી હોય અને કપાઈ જતું દરદ થતું હોય, પીશાબ ઘણા દરદ સાથે ટીપે ટીપે આવતો હોય, પીશાબ કરવાની ચાલું હાજત થતી હોય પણ થોડાં ટીપાં પડતાં હોય, અને કોઈ વખતે પીસાબ લોહી સાથે મળેલો આવતો હોય ત્યારે અપાય છે.

**લાઈકોપોડીઅમ** (Lycopodium) જ્યારે કમરમાં ઘણો દુખાવો થતો હોય, તે દુખાવો પીશાબ કરવાથી મટતો હોય, પીશાબ કરવાની હાઝત થાય પણ લાંબા વખત સુધી ખોટી રહેવું પડતું હોય, પીશાબ થોડો ઘેરા લાલ રંગનો આવતો હોય, પીશાબમાં રેતી જેવાં રજકણ જતાં હોય, રાત્રીએ પીશાબ વધારે તથા વારંવાર થતો હોય અને દીવસે કવચીતજ થતો હોય ત્યારે અપાય છે.

**મરક્યુરીઅસ** (Mercurius) જ્યારે પીશાબ થોડો અને ટીપે ટીપે જતો હોય, અને વાસ મારતો હોય ત્યારે અપાય છે.

**નક્સ વોમીકા** (Nux Vomica) જ્યારે પીશાબ કરતી વખતે દરદ થતું હોય, પીશાબ ટીપે ટીપે જતો હોય, પીશાબ કરતી વખતે અગન બળાતી હોય અને ફાટ ફાટ કરતું દરદ થતું હોય અને ઇંટના રંગ જેવા રજકણો સાથે લાલ રંગનો પીશાબ થતો હોય ત્યારે અપાય છે.

**ફોસફોરીક આસીડ** (Phosphoric Acid) જ્યારે પીશાબની હાઝત વારંવાર થતી હોય, દરેક વખતે પીશાબ ઘણો થતો હોય અને પીશાબ દુધ કે મલાઇ જેવો આવતો હોય ત્યારે અપાય છે.

**ટેરીબીનથીના** (Terebinthina) જ્યારે ઘણી અગન સાથે કાળો અથવા લોહીવાળો પીશાબ રાત્રીએ વારંવાર આવતો હોય ત્યારે અપાય છે.

## ઉલટી (VOMITING)

**આરસેનીકમ એલ્બ** (Arsenicum Alb) જ્યારે કંઇ પણ ખાધા અથવા પીધા પછી તરતજ ઉલટી થતી હોય, ઉલટીનો સ્વાદ

કડવો હોય, ઉલટી લીલા, પીળા અથવા કાળા રંગની થતી હોય, ઘણી બેચેની લાગતી હોય, તરસ લાગતી હોય, થાક લાગતો હોય, અને હોજરીમાં દુખાવો થતો હોય ત્યારે વપરાય છે.

**કેમોમીલા** (Chamomilla) જ્યારે વારંવાર ઉલટી કરવાની હાઝત થતી હોય, ઉલટી સાથે ખાધેલું નીકળતું હોય, ઉલટીનો સ્વાદ ખાટો અથવા કડવો હોય, અને પેટમાં દુખાવા સાથે કડવી ઉલટી થતી હોય ત્યારે વપરાય છે. આ દવા નાનાં બચ્ચાંને ઘણીજ માફક આવે છે.

**કોકયુલસ** (Cocculus) જ્યારે ગાડી, ઘોડે અને હોડીમાં બેસવાથી, હીંચકા (ઝોલા) ખાવાથી અને કંઇ પણ ઠંડી વસ્તુ પીધાથી ઉલટી અને બકારી થતી હોય ત્યારે વપરાય છે.

**ઇપીકેક** (Ipecac) જ્યારે હમેશાં અને ચાલુ બકારી થતી હોય, ઉલટી મોટા જથામાં થતી હોય, તેમાં જાલ (એક જાતનો ચીકણો પદાર્થ), ખોરાક, પીત, ખાટો પ્રવાહી કે લોહી પડતું હોય ત્યારે અપાય છે.

**નક્સ વોમીકા** (Nux Vomica) જ્યારે પરોઢીએ ઊલટી થતી હોય, ખાધા પછી થતી હોય, તેમાં ખાધેલું અને કાળો પાદાર્થ પડતો હોય, ઊલટીનો સ્વાદ કડવો હોય, અને પેટમાં દુખતું હોય ત્યારે વપરાય છે.

**પલસેટીલા** (Pulsatilla) જ્યારે પેટ ઊપર (હોજરીમાં) સરદી લાગ્યાથી ઊલટી થતી હોય, દસ્તાન (અડકાવ) બંધ રહયાથી ઉલટી થતી હોય, ઊલટીમાં પીત પડતું હોય, તેનો રંગ લીલો હોય અને તેનો સ્વાદ ખાટો હોય, તેમજ ઊલટી ફળ ફળાદી, ચરબી, મીઠાઇ અને બરફ વીગેરે ખાવાથી થઇ હોય ત્યારે અપાય છે.

**ટારટર ઈમેટીક** (Tartar Emetic) જ્યારે ચાલુ ઊલટી, બકારી અને ઝાડા થતા હોય, ઊલટી કરતાં એટલું બધુ જોર કરવું પડતું હોય કે કપાળે પરસેવો થાય, ઊલટીનો રંગ લીલો હોય, પાણીના ઓડકાર આવતા હોય, અને ઊલટી થયા પછી ઘણો થાક લાગતો હોય ત્યારે અપાય છે.

**વીરેટ્રમ એલ્બ** (Veratrum Alb) જ્યારે ચાલુ બકારી સાથે જોરથી ઊલટી થતી હોય, ઊલટીમાં ખોરાક, કાળું પીત, અને લોહી પડતું હોય તથા જરીક પણ હર ફરથી અથવા તો કંઇ પણ પદાર્થ પેટમાં લેવાથી ઊલટી થતી હોય ત્યારે વપરાય છે.

## કરમ (કીડા) (WORMS)

કરમની ત્રણ જાત હોય છે. **લાંબા, ગોળ** અને **ચપટા.**

**ફીલીક્ષમેસ, પોમ ગ્રેનેટરૂટ વીગેરે** (Felix Mas, Pomegranate Root, &c.) આ દવા લાંબા કરમને માટે વપરાય છે.

**ગોળ કરમ** આ દરદમાં નાકની અંદર ફીર ( ખરજ ) થાયછે. આંખની આસપાસ કાળો ડાઘ માલમ પડે છે, થોડો તાવ આવે છે, સ્વભાવ બગડી જાય છે, થોડી ઊધરસ (ખાંશી) થાય છે, જીભ ઊપર થરો બંધાય છે, મોઢું વાસ મારે છે, બેચેની થાય છે, દરદી ઊંઘમાં રડે છે, ઉલટી અને બકારી થાય છે, ઘડીમાં ભુખ લાગે છે ને ઘડીમાં ભુખ જતી રહે છે, નાક અને સફરા (ઝાડાનો માર્ગ) માં ફીર (ખરજ) થાય છે, અને કોઇ વખતે તાણ (ખેંચ) થઇ આવે છે.

આ દરદમાં સેંકડે દસ ભાગવાળી જાતના **સેંટોનાઇન** ( Santonine) ના પહેલા અથવા બીજા નંબરમાંથી બે અથવા ત્રણ ગ્રેન દરેક ત્રણ ત્રણકલાકે આપવું તેમજ અ દરદમાં **સીના** ( Cina ) પણ તેવીજ રીતે વપરાયછે. અને કોઇ કોઇ વખતે મરકયુરીઅસ કોરોસાઇવસ. એંટી ક્રુડ અને સ્ટેનમ ( Mercurius Coro, Anti crud and Stanum ) પણ વપરાય છે.

**ચપટાકરમ.** આ દરદમાં સફરા (ઝાડાનો માર્ગ) ની આસપાસ ઘણી ફીર (ખરજ) લાગે છે, મુખ્ય કરીને સાંજે વધારે લાગેછે, ભુખ મરી જાયછે અથવા તો ઘણી લાગે છે, નાક ડુખ્યા (ફીર લાગવી) કરે છે, મોઢું વાસ મારે છે, ઝાડોકરતી વખતે પુષ્કળ કાસવું (કરાંજવું) પડેછે, ઊંઘ આવતી નથી અને બેચેની થાય છે.

**ટયુક્રીઅમ** (Teucrium) આ દવા મુખ્ય કરીને આ રોગ ઊપર સારી અસર કરે છે.

**એલ્યુમીના** અને **સીપા** (Alumina and Cepa) આ દવા ચોપડવાના તેમજ પીવાના કામમાં આવે છે.

## હોમીઓપાથીક દવા વાપરતી વખતે અગત્યની સુચના.

**હોમીઓપાથીક દવા બગડે નહી એવી રીતે કેમ રાખવી તે વીશે ખુલાસો. દવાની સીસી** અથવા **પેટી** અંધારી, સુકી, સફાઇદાર અને ઠંડી જગયામાં, કે જ્યાં કોઇ પણ જાતની સારી કે ખરાબ વાસ ન આવતી હોય ત્યાં રાખવી જોઇએ.

દવા આપતી વખતે વાપરેલો પ્યાલો કે ચમચો અથવા જેવડે દવા આપી હોય, તે ચીજ બીજી વખતે દવા આપવા માટે વાપરવામાં આવે તે અગાઉ તદન સાફ કરવી જોઇએ.

**હોમીઓપાથીક દવા** ખાતી વખતે બનતા સુધી કોઇ પણ જાતનો **દારૂ, મસાલાનો ખોરાક** અથવા **ખાટું** કે **તીખું** કંઇ ખાવું નહી જોઈએ. તેમજ **ચાહ, કાફી** પણ પીવી નહી જોઇએ. આ સુચના ધ્યાનમાં લેવી જરૂરની છે. નહી તો દવા જલદી ફાયદો કરતી નથી.

---

# હોમીઓપાથીક સાધારણ દવાઓ.

(જે દવાઓ હમેશાં સાધારણ રીતે વપરાય છે તે) અને **તેનો ઉપયોગ**.

1. Aconite Nap (**એકોનાઇટ નેપ**) આ દવા તાવમાં, શરદીમાં, સાધારણ ખાંશીમાં, કુકડીઆ ખાંશી (બચ્ચાંના ગળામાં ઘણા દુખાવા સાથે સાદ બેશી ખાંશી થાય તે)માં, તાવ સાથેની ખાંશીમાં, સંધીવામાં, ઓરી (ગોવરૂં)માં, ન્યુમોનીઆ (ફેફસાંનું દરદ)માં ને પેરીટોનાઈટીસ વીગેરે દરદોમાં વપરાય છે.

2. Antimony Crud (**એન્ટીમની ક્રુડ**) આ દવા અજીરણમાં, ખાશીમાં, ખીલમાં, આંટણમાં, અને અજીરણથી થતા તાવ વીગેરે દરદોમાં વપરાય છે.

3. Antimony Tart (**એન્ટીમની ટાર્ટ**) આ દવા ખાંશીમાં, ન્યુમોનીઆ (ફેફસાનું દરદ)માં, ઉટાંટીઆમાં, કુકડીઆ ખાશીમાં, શીતળામાં, ઓરીમાં અને અજીરણથી થએલા ઝાડા વીગરે દરદોમાં વપરાય છે.

4. Arnica (**આરનીકા**) આ દવા ઝખમ લાગવાથી, ઘસારો લાગવાથી અને કચર થવાથી જે વેદનાઓ થઇ હોય તેમાં, લોહી ના કો ગળા થતા હોય તેમાં અને તનના થાક વીગરે રોગોમાં વપરાય છે.

5. Arsenicum Alb (**આર્સેનીકમ એલ્બ**) આ દવા સાદા તાવમાં (આંતરીઓ તાવ), ટાઇફોઈડમાં, આંખ દુખવા આવી હોય તેમાં, સલેખમ (શરદી)માં, થુલીઆ (જે દરદમાં મોઢામાં, જીભ ઉપર અને આસપાસ ઘણી ફોલીઓ થઇ ચાંદાં પડયા હોય તે)માં, ઝાડાના દરદમાં, મરડામાં, અજીરણમાં, ચામડીના રોગમાં, તંતુઓના દુખાવામાં, કોરીઆ (એક જાતની આંચકીનુ દરદ)માં, દમ અથવા હાફણમાં, ફેફરા (વાઇનું દરદ)માં, અને લકવા વિગરે રોગમાં વપરાય છે.

6. Belladonna (**બેલેડોના**) આ દવા માથાના દુખાવામાં, ગળાના સોજામાં, દાંતના દુખાવામાં, રાતા તાવમાં, ઓરીમાં, ખાંશીમાં, ગડગુંમડમાં, રક્તવા (જે દરદમાં મુખ્યત્વે કરીને મોં લાલ થઇ આવેછે ને પછી ધીમે ધીમે આખા શરીરમાં ફેલાયછે તે)માં, ઉટાંટીઆમાં, આંખના સોજામાં, ગાલ પચોરીઆમાં, લકવામાં, આંચકીમાં, ફેફરામાં,

સનેપાતમાં, ઘેલાપણામાં, મેનીન્જાયટીસમાં અને શરીરના જુદાજુદા ભાગના સોજા વીગેરે રોગમાં વપરાય છે.

7. Bryonia Alb ( **બ્રાયોનીઆ એલ્બ** ) આ દવા સંધી-વાથી થતા માથાના દુખાવામાં, ન્યુમોનીઆમાં, પ્લુરીસી ( એકજાતનો રોગ જેમાં ફેફસાંનો બગાડો થાય છે,) માં, ખાંશીમાં, ગેસ્ટ્રાલજીઆમાં, અજીરણમાં, ઝાડાની કબજીઆતમાં, ઓરી અને સુકીખાંશી વીગેરે દરદમાં વપરાય છે.

8. Calcarea carb ( **કેલકેરીઆ કાર્બ** ) આ દવા જન્મથી થયેલી નબળાઇમાં, ગાંઠોના સોજામાં, હાડકાં (હડીના) દરદમાં, ભગંદરમાં, ફેફરામાં, કોરીઆમાં, દાંત ફુટતાં અડચણ થતી હોય તેમાં, ઝાડાના દરદમાં અને ઘણો પરશેવો થતો હોય તે વીગેરેમાં વપરાય છે. આ દવા મુખ્યકરી ને સ્ક્રોફ્યુલસ ( નબળાઇવાળાં ) દરદીને સારી અસર કરે છે.

9. Carbo Vege ( **કાર્બો વેજી** ) આ દવા પવન છુટવાની સાથે પેટ ચઢતું હોય તેમાં, હોજરીની ખટાસમાં, અંતરદાહ ( દીલનીઅગ-ન ) માં, અજીરણયમાં, ઝાડામાં, દુઝતા હરશમાં, તાવ સાથેની ખાંશીમાં, દમ અથવા હાંફણમાં, ક્ષયરોગમાં, સાદા તાવમાં, ટાઇફોઇડમાં, ગંધ મારતાં ચાઠામાં, ગાંઠોના દરદમાં અને કલોરોસીસ ( ગ્રીન સીકનેસ-આ દરદ સ્ત્રી-ઓમાં, અટકાવ બંધ રહેવાથી થાયછે અને તેમાં ચાક, માટી ઇંટ ખાવાનું મન કરે છે ) વીગરે દરદોમાં વપરાય છે.

10. Chamomilla ( **કેમોમીલા** ) આ દવા બચ્ચાંના ઝાડાના રોગમાં, દાંત ફુટતી વખતે થતી અડચણમાં, તાણ (આંચકી) માં, મા-થાના દુખાવામાં, કાનના દુખાવામાં, ચેહેરાના તંતુઓના દુખાવામાં, પેઢાની ચુકમાં, અને અજીરણ વીગેરેમાં વપરાય છે.

11. China ( **ચાઈના** ) આ દવા નબળાઇમાં, આંતરે આવતા તાવમાં, વગર દુખતા ઝાડામાં, અને ભુખ જતી રહી હોય તે વીગેરે દર-દમાં વપરાય છે.

12. Cina (**સીના** ) આ દવા લાંબા કરમમાં, બીછાનામાં પેસાબ થતો હોય તેમાં, કરમના જોરથી આંચકી ( તાણ ) આવતી હોય તેમાં અને બચ્ચાંના પેઢાના ફુલવા વીગેરે દરદમાં વપરાય છે.

13. Coffea ( **કોફીઆ** ) આ દવા ઉંઘ નહી આવતી હોય તેમાં, બચ્ચાંને ઉંઘ ન આવતી હોય તેમાં, અને ચીરડાઉ સ્વભાવ વીગેરે દરદમાં અપાય છે.

14. Colocynthis (કોલોસીંથસ) આ દવા પેઢાની ચું-કમાં, ઝાડામાં, મરડામાં, ચહેરાના તંતુઓના દુખાવા (એક બાજુનો માથાનો દુખાવો) માં, અને જાંગના મૈંસના લોચાના દુખાવા વીગેરે દરદમાં વપરાય છે.

15. Drosera (ડ્રોસેરા) આ દવા ઉટાંટીઆમાં, ઉપરાઉપરી થતી ખાંશીમાં, સાદ બેસીજાય તેમાં, અને ગળાની નળીમાં દરદ થાય તે વીગેરે દરદમાં વપરાય છે.

16. Dulcamara (દલકામારા) આ દવા ખરાબ સરદી લાગવાથી થયલા દરદમાં, નરમ ખાંશીમાં અને હવામાં ખુલુ રહેવાથી થયલા ઝાડા વીગરે દરદમાં વપરાય છે.

17 Hepar Sulphur (હીપર સલફર) આદવા કુકડીઆ ખાંશીમાં, દમલેતાં અવાજ થતો હોય તેમાં, અવાજ બેસી ગયો હોય તેમાં, નાનાં ગુમડાંમાં, મોટાં ગુમડાંમાં, અજીરણુમાં, સેકંડરી સીફીલીસ (ગરમીથી થયેલો રોગ)માં, ગળાની નળીના દરદમાં, ચામડી રોગમાં, શરીરના કોઇ પણ ભાગમાં ગડ ગુમડ વીગરે દરદોથી રસી (પરૂ) જતી હોય તે વીગરે દરદમાં વપરાય છે.

18. Ignatia (ઇગ્નેશીઆ) આ દવા ઊન્મતવાયુ (ચમક)માં, મનની નબળાઇને લીધે થતા માથાના દુખાવામાં, અને બીક અથવા ધાસ્તીથી થયલા દરદ વીગરે રોગમાં વપરાય છે.

19. Ipecac (ઈપીકેક) આ દવા બકારીમાં, ઊલટીમાં, ઝાડામાં, મરડામાં, છાતીના ખડખડાટ (અવાજ) સાથેની ધણી ખાંશીમાં, ઊટાંટીઆમાં અને દમ વીગેરે દરદમાં વપરાય છે.

20 Kali Bichromicum (કેલાઈ બાઈક્રોમીકમ) આ દવા સઘળી જાતની સરદીના દરદમાં, નાકના દરદમાં, છાતીના દરદમાં, ઝાડામાં, અજીરણુમાં અને ગરમીના ચાંદાં વીગેરે રોગમાં વપરાયછે.

21. Lycopodium (લાઇકોપોડીઅમ) આ દવા જુની (ધણા દીવસની) ઝાડાની કબજીઆતમાં, હોજરીની ખટાસમાં, અંતરદાહ (દીલની અગન) માં, પાણીના ઓડકારના દરદમાં, અને પેટમાંથી પવન છુટતો હોયઃઅને ગડગડ થતું હોય તે વીગેરે દરદમાં વપરાય છે.

22. Mercurius (મરક્યુરીઅસ) આ દવા મોંઢાનાં ચાંદાંમાં, વાસ મારતા શ્વાસમાં, સુજેલા દાંતના પારા (અવાળાં)માં, ગાલપચોરીઆંમાં,

મોઢામાંથી ઘણી થુક નીકળતી હોય તેમાં, ઝાડામાં, મરડામાં, કમળામાં, કાનના દુખાવામાં, દાંતના દુખાવામાં, ગળાના દુખાવામાં અને ગરમીના ઉપદ્રવ (વીસફોટક) વીગેરે રોગમાં વપરાય છે.

23. Nux Vomica (**નક્સ વોમીકા**) આ દવા અજીરણમાં, ઝાડાની કબજીઆતમાં, કમળામાં, હરસમાં, સંધીવાના દરદમાં, આંચકીમાં, નજલામાં અને લકવા વીગેરે દરદમાં વપરાય છે.

24. Opium ( **ઓપીઅમ** ) આ દવા ઝાડાની ઘણી કબજીઆતમાં, માથામાં લોહી ચઢી ગયું હોય તેમાં, સનેપાતમાં, સીસુ ખાધાથી થયલી ચુકમાં અને પેસાબ અચકી ગયો હોય તે વીગેરે દરદમાં વપરાય છે.

**25.** Phopshorus ( **ફોસફરસ** ) આ દવા અવાજ (કંઠ) બેસી ગયો હોય તેમાં, સુકી ખાંશીમાં, ક્ષય રોગની ખાંશીમાં, નબળાઇમાં અને ફેફસાંના બગાડ (Pneumonia) તે વીગેરે દરદમાં વપરાય છે.

26 Pulsatilla (**પલસેટીલા**) આ દવા હોજરીમાં ભારે ખોરાક ખાધાથી થયલા અજીરણમાં, આંજની (આંખની પાપનના ખુણામાં ફોલી થાય તે) માં, કાનના દુખાવામાં, દરદ આપતા અથવા બંધ થઇ ગયલા સ્ત્રીઓના અટકાવ ( દસ્તાન ) માં, અને ઝાડા વીગેરે દરદમાં વપરાય છે. આ દવા સ્ત્રીઓને વધારે માફક આવે છે.

27 Rhus Tox ( **રસટોક્સ**) આ દવા સંધીવાથી દુખતા જાંગના માંસના લોચાના દરદમાં, કમરના દરદમાં, રતવામાં, દરાજ (ગજકરણ) અને મચકોડ (ચાલવાથી અથવા પડી જવાથી લચક ખાવી તે) વીગરે દરદમાં વપરાય છે.

28 Silicea ( **સીલીશીઆ** ) આ દવા સ્ક્રોફ્યુલસ અલસર ( કંઠમાળનાં ચાંદાં ) માં, આંગળીએ નીકળતી ખીલી ( નખછર )માં, પગે પરસેવો થતો હોય તેમાં, હડકાં ( હડી ) ના દરદ અને નાસુર ઇત્યાદી દરદમાં વપરાય છે.

29 Sulphur (**સલફર**) આ દવા ચામડી રોગમાં, કંઠમાળા અને તેના જેવા દરદમાં, ચાંદાંમાં, ગડગુમડમાં, ઝાડાની કબજીઆતમાં, મસામાં અને જુના સંધીવા વીગરે દરદમાં વપરાય છે.

**30. Veretrum** Alb ( **વીરેટરમ એલ્બ** ) આ દવા કોલેરાના ઝાડામાં, ઉલટીમાં, ઝાડામાં, અને આંકડી વીગેરે દરદમાં વપરાય છે.

## દવા કેવી રીતે પીવી.

| | |
|---|---|
| ગોલી એક અથવા બે<br>ભુકી એક અથવા બે ગ્રેન<br>અરક ( ટીંચર ) એક અથવા બે ગ્રેન | દરેક બે અથવા ત્રણ કલાકે થોડા પાણીમાં લેવું. |

## જાહેર ખબર.

આજ કાલ ઘણા એલોપાથીક અને બીજી દવા વેચનાર હોમિઓ-પાથીક દવા વેચે છે, પણ હોમિઓપાથીક દવા એવી બીજી દવા સાથે રાખવાથી બગડી અથવા ઉતરી જાય છે; તેથી એવી રીતે રાખેલી હોમીઓપાથીક દવા ફાયદો કરે કે નહીં તે કેહેવાઇ શકાય નહીં. માટે જ્યાં એકલી હોમિઓપાથીક દવા વેચાતી હોય ત્યાંથી લેવી બેહેતર છે. સારી અને તાજી હોમિઓપાથીક દવા કોટમાં, મોટા દેવલ (કેથીડ્રલ)ની બાજુમાં, દાકતર ડી. એન રાય, એમ. ડી., પાસેથી, અથવા કાલબાદેવીના રસ્તા ઉપર હોમિઓપાથીક ફારમસીમાંથી મળી શકશે. જેમને ઇંગ્રેજી ખ-બર નથી તેમની સગવડને સારૂ દવાની સીસી ઉપર ગુજરાતી ટીકીટ લગાડેલી છે. તેમજ હોમીઓપાથીક દવાની ચોપડીઓ પણ આ ફારમ-સીમાંથી મળી શકશે.

| દવાની કીંમત | ૨ દ્રામ. | ૪ દ્રામ. | ૧ ઔંસ. |
|---|---|---|---|
| ટીંકચર (અરક) અથવા ગોળીઓ, ૩ જા નંબરથી ૧૨ મા નંબર સુધી. | રૂ. ૦–૮–૦ | રૂ.૦–૧૨–૦ | રૂ.૧–૪–૦ |
| પાઉડર (ભુકી) ૩જા નંબરથી ૬ઠા નંબર સુધી | રૂ. ૧–૦–૦ | રૂ. ૧–૮–૦ | રૂ. ૨–૪–૦ |

આ સીવાય બીજી વધુ કીંમતની પણ દવાઓછે.

ઇંગ્રેજી અથવા ગુજરાતી ટીકીટ લગાડેલી સીસી ભરેલી દવાની પેટીઓ પણ મળશે.

**ફેમીલી મેડીસીન ચેસ્ટ** (કુટુંબમાં વાપરવા લાયક દવાની પેટી): એ પેટી સાગના લાકડાની સુશોભીત બનાવેલી છે અને તેના અંદર સાધારણ રોગો ઉપર વપરાતી મુખ્ય ૧૬ દવાઓ, સીસીમાંથી ટીંપાં પાડવાને કાચનો એક ડ્રૉપર, અને દવાની સમજ આપનારએક ગુજરાતી ચોપડી રાખેલી છે.......................... કીંમત—રૂ. ૧૦–૦–૦

તેવીજ વીસ સીસીથી ભરેલી પેટીના ...............રૂ. ૧૩–૦–૦

„ ૩૦ (ત્રીસ)થી ભરેલી પેટીના ......રૂ. ૧૭–૦–૦

જથ્થાબંધ ખરીદનારને કીફાયતે મળશે.

**ખરજ** (કીર), **ખસ, ખરપસું** (ખરજવું) **દાદર** (દરાજ, ગ-જકરણ) વીગેરે ચામડીના રોગ સારૂ સારી રીતે અજમાયસ કરેલો ડૅાયનો ઉપયોગી મલમ ઉપલે ઠેકાણેથી મળી શકશે. આ મલમ લગાડવાથી કાંઇ પણ ઇજા અથવા અગન થતી નથી, અને જેને ઇંગ્રેજીમાં પેરેસાઇ-ટીસ (જે રોગમાં ઘણીજ બારીક જીવાત અથવા જુ થાય છે) કહે છે તેને એટલા ઘણાજ ટુક વખતમાં સાફ કરે છે. તેમજ ચામડી ઉપર થ-યલા દરેક જુના અને જડઘાલી બેઠેલા રોગોનો મુળથી નાશ કરે છે.

**એક ડબીની કીંમત રૂ. ૦–૮–૦**